॥ श्रीकृष्णाय नमः ॥ ग्रन्थाङ्क ४२



શ્રીમદ્વલ્લભાચાર્યજીના અંતરંગ સેવક

હિન્દી સાહિત્યના સૂર્ય

કવિકુલ મુકુટમણિ

# श्री सूरदासजीनुं जीवन चरित्र.

( સચિત્ર )

હિન્દી અને ઉર્દુ ભાષાના ( ૮૪ વૈષ્ણવની વાર્તા, સુરસાગર, ભક્તમાળ, આઇને અકબરી વીગેરે ) પ્રાચીન ગ્રન્થો ઉપરથી તૈયાર કરેલો, દ્રષ્ટકુટ પદોના અર્થ સાથે સમ્રાટ અકબરે સમરાવેલ, શ્રીકૃષ્ણગઢનરેશ સંગૃહિત કરેલ તેમના પ્રાચીન ચિત્ર સમેત

પ્રકાશક—લલ્લુભાઇ છગનલાલ દેસાઈ

ગીચીગેટ નં ૧૧૦—અમદાવાદ

કીમત રૂ ૧-૦-૦

॥ श्रीकृष्णाय नमः ॥ ग्रन्थाङ्क ४१

વૈષ્ણુવ ધર્મનાં સઘળા પુસ્તકો અમારે ત્યાંથી મળશે

શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના અંતરંગ સેવક,
કવિકુલ મુકુટમણિ, હિન્દી સાહિત્યના સૂર્ય,
ભક્તશિરોમણી.

# श्री सूरदासजीनुं जीवनचरित्र.

ગુજરાતી, હિન્દી અને ઉર્દુ ભાષાના પ્રાચીન ગ્રન્થો, ૮૪ વૈષ્ણુવની વાર્ત્તા, સૂરસાગર, ભક્તમાળ, આઇને અકબરી, ટૉડ રાજસ્થાન વગેરે ગ્રન્થો, તથા તેમનાં અનેક કાવ્યો ઉપરથી, પાંચ વર્ષના સતત્ પ્રયત્ને તૈયાર કરેલો મહાન્ ગ્રન્થ.
(મહાન્ પરિશ્રમે મેળવેલો તેમના ઉત્તમોત્તમ ફોટો તથા કૃષ્ણગઢ નરેશોનો સામ્પ્રદાયિક ઇતિહાસ વૈષ્ણવોએ જાણુવા જેવો છે તે સાથે)

લેખકઃ-નરસિંહદાસ ભાણજી બ્રહ્મભટ્ટ
કુતીયાણા—કાઠીયાવાડ
કીં. રૂ. ૧-૦-૦

પ્રકરણ ૫-૬ ના લેખક,
શ્રી જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ
અમદાવાદ

પ્રકાશક —

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.

વ્યવસ્થાપક — "શ્રીભક્તિગ્રન્થમાળા" કાર્યાલય.

રીચીરોડ, નં. ૧૧૦—અમદાવાદ.

સંવત ૧૯૮૦ | પ્રથમાવૃત્તિ
શ્રી વલ્લભાબ્દ ૪૪૬ | પ્રત ૨૦૦૦



શ્રી વીરશાસન પ્રિન્ટીંગ પ્રેસમાં પરી. વીઠલભાઇ મોહનલાલે છાપ્યું

કાળુપુર, ટંકશાળ—અમદાવાદ.

॥ શ્રી હરિઃ ॥

# પ્રસ્તાવના.

चंद छंद पद सूरके, कविता केशवदास; ।
चोपाइ तुलसीदासजी, दुहाबिहारी खास. ॥

અખિલ ભૂમંડલાચાર્ય વર્ય શ્રીમદ્વલ્લભાચાર્યના અંતરંગ મહાનુભાવી શ્રેષ્ઠભક્ત સૂરદાસજીના સંબંધમાં, જે જે સંપ્રદાય પ્રકારના પુસ્તકો અને લેખો જોવામાં આવે છે તે તમામ, એક બીજાથી વિરૂદ્ધ અને અપૂર્ણ છે. તેમનું સર્વાંગ સંપૂર્ણ જીવનચરિત્ર મેળવવા ઘણી શોધ કરી છતાં, સર્વાંશે સફળતા મળી નહીં. જેથી ગમે તે લાગે પણ આવા મહાન્ ભક્તશ્રેષ્ઠ કવિનું, વાસ્તવિક જીવનચરિત્ર લખવું, એવી ઉત્કટ ઇચ્છા ઉદ્ભવવાથી, આજે પાંચ વરસથી તે સંબંધે જે જે સામગ્રી ઉપલબ્ધ થાય તે મેળવવા પ્રયાસ આદર્યો, જેને પરિણામે આજે પ્રસ્તુત લેખ લખવા તેમજ ભગવદ્ભક્તો અને સાહિત્ય રસિકોના કરકમળમાં સમર્પવા ભાગ્યશાળી થયો છું તે માટે પરમકારૂણિક, બુદ્ધિપ્રેરક ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રને કોટી કોટી દંડવત્ પ્રણામ કરૂં છું.

મહાન્ પુરુષોનીશક્તિનું રહસ્ય એ છે કે, પોતાના

સમયની પ્રબળ આકાક્ષાઓ અને આદર્શોના આત્મરૂપ બની જાય છે અર્થાત્ ઓતપ્રોત થઈ જાય છે

કબીર, નાનક, તુલસીદાસ, સૂરદાસ ઇત્યાદિ પણ તે પ્રમાણે, ભક્તિ શ્રોતાના પ્રતિનિધિ સ્વરૂપ હતા કે જે, ભક્તિપ્રવાહ, પદર અને સોળમી શતાબ્દિમા, ભારતવર્ષમા તિવ્ર વેગથી વહન કરી રહ્યો હતો

અનેક પ્રકારના ભક્તો, ભિન્નભિન્ન પ્રકારથી, પ્રભુ-ભક્તિ કરે છે પરતુ પ્રેમલક્ષણાભક્તિમા સૂરદાસજી સર્વથી શ્રેષ્ટ છે પ્રભુમા અલૌકિક પ્રેમ અને આત્મસમર્પણ, એ ભક્તિનુ ખરૂ તત્વ છે ભક્તને દૃઢ વિશ્વાસ થઈ જાય છે કે, "પ્રભુએ મારો સ્વીકાર કર્યો છે હુ પ્રભુનો છુ અને સદા રહેવાનો" ભક્ત પ્રભુની અનન્ય શરણાગતિ, અતિરિક્ત કર્મ—કાડ, તીર્થ, દાન, તર્પણ આદિને ગૌણ સમજે છે ભક્તિભાવ એ કાઇ નવીન ભાવ નથી સામવેદમા ભક્તિનો મહિમા ગવાયો છે શ્રીમદ્ ભગવદ્ગીતામા પણ શ્રીમુખની આજ્ઞા છે કે ॥ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥ બૌદ્ધ ધર્મનો મહાન્ ગ્રથ, બુદ્ધ ભગવાનની ભક્તિ ઉપરજ સ્થિત છે જૈનો પણ તિર્થંકરોની ભક્તિ ઉપર જોર લગાવે છે પુરાણોપણ ભક્તિભાવથી ભરપુર છે શ્રીમદ્ ભાગવત-માતો જ્ઞાન, કર્મ, તપ, તીર્થ, યોગ, યજ્ઞ આદિ તમામમા ભક્તિને શ્રેષ્ટ બતાવી છે

ઉપર જણાવ્યા મુજબ, ભક્તિનો પ્રવાહ પ્રાચીન સમ-

યથી જ આ દેશમા વહી રહ્યો છે તેને અખડ એક રસ પ્રવાહિત રાખવામા સૂરદાસજીએ અથાગ પ્રયાસ કર્યો છે

ગદ્યની અપેક્ષાએ પદ્ય મનુષ્યને વિશેષ અસર કરે છે

**तंत्री नाद कवित्तरस, सरस राग-रति- रंग;**
**अनबूडे, बूडे, तरे, जे बूडे सब अंग.**

સૂરદાસજીની પદ રચનાને, આજપર્યંત કોઈ કવિ પહોચ્યો નથી તેમ ભવિષ્યમા પહોચશે કે કેમ ? તે શકા સ્પદ છે સૂરદાસજીના પદ લાલિત્યની, જનસમાજ પર, એવી તો સચોટ અસર થઈ છે કે, આજે પણ સાધારણ, આંધળા ગાનારાઓને, "સૂરદાસ"ના સન્માન સૂચક નામથી સબોધવામા આવે છે આવા મહાન્ પુરૂષનુ જીવન-ચરિત્ર આલેખવામા મને કેટલી સફળતા પ્રાપ્ત થઈ છે તે વાચનારાઓએ વિચારવાનુ છે- કારણ કે, હુ સાક્ષર કે લેખક નથી તેમ મારો વ્યવસાય વેપારનો હોવાથી કોઇ પણ પ્રકારના લેખો લખવા એ મારા જેવી વ્યક્તિને દુસાધ્યજ હોય ?

પ્રસ્તુત જીવનચરિત્ર લખાવામા મે નિચેના ગ્રથોનો આધાર લીધો છે જેથી તે ગ્રન્થોના કર્તાઓનો, આ સ્થળે ઉપકાર માનવાનુ ભુલી શકતો નથી

૧ ચોરાશી વૈષ્ણવની વાર્તા— શ્રીમદ્ ગોકુલનાથજી કૃત
૨ ભક્તમાલ . . નાભાજી કૃત તથા તેની જુદી જુદી પાચ-સાત ટીકાઓ.

૩ ચરિતાવલી . ભારતેન્દુ બાબુ હરિશ્ચંદ્ર કૃત
૪ ઇતિહાસ તિમીર નાશક રાજા શિવપ્રસાદ સતારે હિંદ કૃત
૫ બ્રાહ્મણ નિર્ણય સનાતનધર્મ મહામંડલ
૬ સૂર-સાગર ૭ સાહિત્ય-લહરી ૮ શિવસિંહ-સરોજ
૯ આઇને અકબરી ૧૦ ટોડ-રાજસ્થાન ૧૧ વિષ્ણુ-પુરાણ
ઇત્યાદિ

ગ્રન્થો તથા અન્ય નાના નાના લેખો, માસિકો વિગેરે પણ જોયા છે

મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે સુજ્ઞ વાચકો રસવૃત્તિથી નીર-ક્ષીર ન્યાયે, માત્ર દોષ તરફ દૃષ્ટિ ન આપતા સૂરદાસજીના, મહાન અલૌકિક ગુણને લક્ષમા લઇને, પ્રસ્તુત પુસ્તકનો આદર કરશો એવી ભાવના સાથે વિરમુ છુ

राग-कान्हरो

सिंधु सुतापति क्यों न सभारे ।
जगदकन रिपु तनयापतिरिपु, तामे तु निशदिन चित्तधारे ॥
जगकोमित्र मित्रपति रितुअरि, ताको पिता तेरो खेल बिगारे॥
सूरदास रे मन ! सुरपति सुत मित्र काहे बिसारे ॥

| | |
|---|---|
| કુતિઆણા ( કાઠિયાવાડ )<br>માર્ગશીર્ષ શુક્લ પુર્ણીમા<br>સંવત ૧૯૮૦ | લી. ભવદીય<br>નરસિંગદાસ ભાણજીભાઇ.<br>બ્રહ્મભટ્ટ |

॥ श्रीरसिकवल्लभोजयति ॥

# ઉપોદ્ઘાત.

---

## શ્રીભક્તાગ્રગણ્ય મહાનુભાવ સુરદાસજીનુ જીવનવૃતાંત

સામ્પ્રતશિક્ષા વિભાગની પરિપાટિથી વંચિત રહેવાથી, તથા હિન્દી ગદ્ય લખવા-લખાવવા આદિના અભાવથી, કવિ સંપ્રદાયદ્વારા નવીન અથવા પ્રાચીન કવિઓના જીવનચરિત્રો મેળવવામા, અને લખવામા જેટલી મુશ્કેલીઓ પડે છે તેનું વર્ણન કરવુ, તે પણ એક અસાધારણ વિષય છે

વિચારને અંતે જણાય છે કે, કવિઓએ રાજા-મહારાજાઓ અને ગુણજ્ઞ દાનેશ્વરી પુરૂષોની પ્રશંસાથી અતિરિકત, પોતાના અથવા અન્ય કવિઓના જીવનચરિત્રો સંબંધે કાંઈ પણ વિશેષ લખ્યુ જણાતુ નથી આવા કારણોને લીધે જ પ્રયાસ કરવા છતા પણ જીવનચરિત્રો લખવામા સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થતી નથી, પરંતુ દિન-પ્રતિદિન શંકાઓ વધતી જ રહે છે આવી સ્થિતિમા, વર્ણનીય વિષય જે પ્રકારે ઉપલબ્ધ થાય, તે આધારે લખી શકાય છે માટે આવી બાબતોમા સુજ્ઞ સાક્ષરોએ આવી અગવડોને દૂર કરવાની જરૂર છે

સંસ્કૃત (દેવ-વાણી) ભાષા મહાન્ અગાધ છે, કે જેમાથી અન્ય ઘણી ખરી ભાષાઓની

**भाषा साहित्य-** **नी उत्पत्ति** ઉત્પતિ થઇ છે તે અતિ મહત્વપૂર્ણ વાણીનું આવા નાના લેખમા સમર્થન કરવુ અયોગ્ય છે પરતુ પ્રસ્તુત લેખ ભાષાકવિના ગદ્યપદ્યમય જીવનચરિત્રનો હોવાથી ભાષા ( વ્રજ–ભાષા ) કાવ્યની ઉત્પતિ તથા બાળ–તરૂણ અને વૃદ્ધાવસ્થા વિષયક સમય, કવિ પરિચય અને ગ્રથરચના પ્રણાલી, આદિ સક્ષેપમા લખવાથી તે અસ્થાને નહિ જ ગણાય તેમજ સુજ્ઞ સાક્ષરોની તથા ધર્મ પરાયણ વૈષ્ણવોની દૃષ્ટિમા અસગત નહિ જ જણાય

વિશેષ તપાસ કરતા જણાય છે કે, મહારાજા વિક્રમાદિત્યના સમય સુધી તો, ભાષાકાવ્યનો પ્રચાર કોઈ પણ પ્રબધ અથવા ઇતિહાસોમા જણાતો નથી મહારાજા ભોજની સભામા નવરત્ન[1] તરીકે મનાતા મહાન્ કવિઓ ધન્વતરિ, ક્ષપણક, અમરસિહ, શકુ, બેતાલભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહમીહિર અને વરરુચિ આદિ કવિઓએ પણ સસ્કૃતમાજ કાવ્ય રચના કરેલી છે અને તે સમયનો કોઇ પણ ગ્રન્થ ભાષાકાવ્યમા રચાયેલો જોવામા આવતો નથી

---

१ धन्वन्तरि' क्षपणकोमरसिंह शकु'
बेतालभट्टघटखर्परकालिदासा ।
ख्यातो वराह मिहिरो नृपते सभाया
रत्नानिवैवररूचिर्नव विक्रमस्य ॥

પરંતુ ટૉડ રાજસ્થાન ઉપરથી જણાય છે કે, ઉજ્જયનિનરેશ્વર પ્રાત સ્મરણિય મહાન્ દાનેશ્વર મહારાજા ભોજનાપિતા માનમહારાજાએ **સંવત ૭૭૦** ના અરસામાં બ્રહ્મભટ્ટ કુલ–ભૂષણ બન્દિજન પુષ્પકવિને, સંસ્કૃત સાહિત્યનો સંપૂર્ણ અભ્યાસ કરાવી તે દ્વારા સંસ્કૃત સાહિત્યનું ભાષાના દોહરા છંદમાં ભાષાંતર કરાવ્યું ત્યારથી ભાષાકાવ્યનું મૂળ રોપાયું અને તે અરસામાં કદાચ કોઈ કોઈ કવિઓએ ભાષા સાહિત્યમાં નાયિકાભેદ આદિની રચના કરી પણ હોય તો તેમાં આશ્ચર્ય જેવું નથી કેમકે ભોજરાજાના સમયમાં સંસ્કૃત અતિ ઉત્કૃષ્ટ સ્થિતિમાં હોવાથી ભાષાની યથાવત્ ઉન્નતિ ન થઈ હોય એ પણ સંભવિત છે

ત્યારબાદ **સંવત ૯૦૦** માં, ચિતોડાધિપતિ શીશોદીયા મહારાજા રાવત ખુમાનસિંહજી ભાષાકાવ્યના મહાન્ અધિકારી થયા અને તેમના નામ ઉપરથી "ખુમાન–રાસો" નામક ગ્રંથ નાના પ્રકારના છંદોમાં રચાયો

**સંવત ૧૨૪૦ માં** અણહિલવાડના મહારાજા કુમારપાળના નામથી કુમારપાળનું જીવનચરિત્ર અને વંશાવળી રૂપે "કુમારપાળ ચરિત્' નામનો ગ્રંથ લખાયેલો છે

**સંવત ૧૨૪૯ માં,** મહાકવિ ચંદ બરદાઇએ "ચંદરાસા" ગ્રંથની પૃથ્વીરાજ ચહુઆણના નામથી અનેક છંદોમાં રચના કરી જેમાં પૃથ્વીરાજનું જીવનચરિત્ર સંવત ૧૨૨૦ થી ૧૨૪૯ સુધીનું ૬૯ ખંડમાં એક લક્ષ શ્લોક

બદ્ધ પ્રભાવશાળી ભાષામા લખ્યું છે સિવાય પ્રથમભાગમા દશ અવતારોની કથા ઘણીજ મનોહર છે આબુના પહાડનુ માહાત્મ્ય, પ્રાચીન રાજાઓની વંશાવળીઓ, દિલ્હી ઈત્યાદિ રાજધાનીઓની શોભાનુ વર્ણન, ક્ષત્રિઓની ચાલ ચલગત, આચાર વિચારનુ વર્ણન વિસ્તાર પૂર્વક લખ્યું છે વિશેષતા તો એ છે કે, દરેક સો શબ્દે ત્રીસ શબ્દ શુદ્ધ સસ્કૃતના અને ત્રીસ સુરસેની (વ્રજ) ભાષાના છે કાવ્ય એટલી બધી ઉત્કૃષ્ટ અને વિષય એટલો બધો ઉપયોગી છે કે, જેને જે વસ્તુની ઇચ્છા હોય તેને તે મળી શકે છે રાજસ્થાનમાના દરેકે દરેક રજપુતો અભિમાન પૂર્વક તેનો સત્કાર કરે છે તેમજ કર્નલટૉડ જેવા વિદેશી ઇતિહાસ લેખકો પણ જેની મુક્તકંઠે પ્રશંસા કરી ગયા છે કાંઇક ભાગ અપૂર્ણ રહેલ તે તેના પુત્રે પાછળથી સપૂર્ણ કર્યો છે વળી તે અરસામાજ જગનકકવિએ ચદેલાઓનુ ચરિત્ર તથા કેદારવિશ્વરે ગોરી બાદશાહોનો પ્રબધ ઉત્કૃષ્ટભાષામા લખ્યો છે

સવત ૧૩૫૭ મા ચદકવિ વંશોદ્ભવ સારગધર કવિએ, રણથભોરના મહારાજા અડગ પ્રતાપી હમીરદેવના નામથી “હમીર રાસો” અને ‘હમીર કાવ્ય” નામના ગ્રથો રચ્યા છે હમીરરાસામા મહારાજ હમીરદેવનુ જીવનચરિત્ર તથા હમીરકાવ્યમા, કાવ્યવિદ્યાના તમામ અગો સપૂર્ણ રીતે વર્ણવ્યા છે

**સવત ૧૪૫૭ મા**, ચિતોડદુર્ગના મહારાજા કુભારાણાએ પ્રસિદ્ધ કવિ જયદેવ કૃત ગીત–ગોવિદનુ સસ્કૃમાથી અનેક ભાષાછદોમા ભાષાન્તર કર્યુ છે ઉક્ત સમયમા પ્રસિદ્ધ ભકતશિરોમણી મીરાબાઇના[1], ભાષા કવિઓના

(૧) કર્નલ ટૉડ–મીરાબાઇને રાણા કુભાજીની રાણી જણાવવામા ભુલ કરી છે, અને તેને આધારે અન્ય લેખકો પણ એ ભુલના ભોગ થયા છે

મીરાબાઇના લગ્ન શિશોદીયા કુળ ભુષણ, પ્રસિદ્ધ વીર સાગારાણાના કુમાર ભોજરાજ સાથે સવત ૧૫૭૩ મા થયા હતા મીરાબાઇ, રાજ દુદાજીના મેડતીયા રાઠોડ રત્નાસહની પુત્રી હતી

ભોજનુ મૃત્યુ, સાગારાણાની હૈયાતીમા થયેલ છે સાગારાણાની ગાદીયે તેમના ત્રીજા કુવર રત્નસિહ સવત ૧૫૮૬ મા બેઠા આ મહાન્ પરાક્રમી સદ્ગુણી રાણાનુ મૃત્યુ પોતાના અવિચારી અને સાહસીકપણા ને લીધે, પાચ વર્ષની કારકિર્દીમા અકાળ મૃત્યુ થયુ, અને તેમના નાનાભાઇ વિક્રમાજીત મેવાડની ગાદીએ આવ્યા પરતુ આ રાણામા રાજાને ઉચત્ એક પણ સદ્ગુણ નહોતો આ વખતે મિરાબાઈ વિધવા હતા તે પ્રભુ સેવા અને સાધુસગમા દિવસ ગાળતા રાણાને આ વર્તન ગમ્યુ નહિ જેથી અનેક પ્રકારે કષ્ટ આપ્યુ, અતે મીરાબાઈએ મેવાડનો સર્વથા ત્યાગ કર્યો અને શ્રીદ્વારકાજી જઈ નિવાસ કર્યો આજે પણ કેટલીક દતકથાઓ, રાણા અને મીરાબાઈના પ્રસગમા પ્રાપ્ત થાય છે તે ઉક્ત રાણાના સબધમા સમજવાની છે

તુલસીદાસજીની વિનયપત્રિકામા પણ એક એવુ પદ છે કે, જે ઉપરની વાતને પુષ્ટિ આપે છે આ ઉપરથી મીરાબાઇ અને તુલસીદાસ સમકાલીન હતા એ પણ સ્પષ્ટ થાય છે —લેખક

અતિ સત્કારને પરિણામે પ્રાયઃ રાજપુતાનાના ભાષાકવિઓ ધનાઢ્ય થઈ ગયા અને આખા હિંદુસ્તાનમા ભાષાકાવ્યની ચર્ચા ઘેર ઘેર થવા લાગી એમ પણ કહેવાય છે કે, જે સ્થાનમા રાણો અને મીરાબાઈ બેસીને પોતાના ઇષ્ટદેવ સન્મુખ નિજ રચીત પદો ગાતા તથા અન્ય કવિઓનો સત્કાર કરતા તે સ્થાન તૈયારકરાવવામા નવાણુ લક્ષનો ખર્ચ થયો હતો

**સંવત ૧૫૦૦** અને **૧૬૦૦** ના સૈકામા, ભાષાકાવ્ય સમગ્રભારતમા, જલપ્રવાહવત્ ફેલાઇ ગયો હતો, શ્રી વ્રજ–મંડલમા શ્રી આચાર્યજી–શ્રીમદ્વલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલ-નાથજીના આશ્રયમા અતિશય પ્રતિભાશાળી કવિઓ એકત્ર થયા જેમાના મુખ્ય આઠ તો “અષ્ટ છાપ” એ નામથી આજે પણ સર્વત્ર પ્રસિદ્ધ છે (૧) સૂરદાસ, (૨) કૃષ્ણ-દાસ, (૩) પરમાનંદદાસ, (૪) કુમનદાસ, (૫) ચતુ-ર્ભુજદાસ, (૬) છીતસ્વામી, (૭) નંદદાસ અને (૮) ગોવિંદસ્વામી જેમા આ લેખના નાયક સૂરદાસજી અગ્ર-પદ ભોગવતા આ મહાન્ ગુરુભક્ત વૈષ્ણવ કવિઓએ શૃંગાર રસપૂર્ણ કાવ્ય–સરિતા વ્રજભુમિમાથી એવી વહેતી કરી કે, જેની આનંદ લહેરોમા સમગ્ર આર્યાવર્ત આનંદમગ્ન થઇ ગયો

દિલ્હીપતિ શહેનશાહ અકબરના દરબારમાના નવ રત્નો રાજા બિરબલ, કવિ ગંગ, સતપાત્ર નરહર કવિ, રહીમખા ખાનખાનાન, ફૈઝી, કરણ કવિશ્વર, તાનસેન, બાબા

રામદાસજી, અબુલફજલ, ઇત્યાદિનો પ્રભાવ પણ અલૌકીક હતો, ભક્તરાજ ગોસ્વામી તુલસીદાસજી, કેશવદાસ, બલભદ્ર, પ્રભૃતિ ઘણા વિદ્વાન્ કવિઓ થયા કે, જેઓએ નવરસપૂર્ણ, દશાંગસમેત સાહિત્ય ગ્રંથોની રચના કરી તેમજ સંસ્કૃતના મહાન્ મહાન્ ગ્રંથોનો આશય, ભાષામાં અતિ રસપૂર્ણ સંગ્રહિત કર્યો અને જગત્‌ને મંત્રમુગ્ધ બનાવી દીધું કે જેને લીધે દરેક નાના મોટા રાજા–મહારાજાઓ, શ્રીમંતો, અમીર ઉમરાવો, કાવ્યશાસ્ત્રના વિનોદમાં સમય વ્યતીત કરવા લાગ્યા કેશવદાસ કવિકૃત "રસિક પ્રિયા"નો એવો પ્રભાવ પડ્યો કે, સંસ્કૃત કવિઓ પણ સંસ્કૃત કાવ્ય રચના કરવાનું ત્યજી દઇ ભાષાકાવ્ય રચવા લાગી ગયા જેથી મહાન્ મહાન્ ઉત્કૃષ્ટ ગ્રંથો બની ગયા કે અન્ય સૈકામાં એવા ગ્રંથો વિરલજ બન્યા છે મહાત્મા તુલસીદાસજીની રામચરિતામૃતની પિયુષધારાનું પાન, આજે પણ ઉત્તર હિંદમાં ઘેર ઘેર થાય છે અને થોડેઘણે અંશે સમગ્ર ભારતવાસીઓ તેનું આસ્વાદન લઇ સુખશાંતિ મેળવે છે

**સંવત ૧૭૦૦ માં** ચિંતામણી, ભૂષણ ભટ્ટ, મતિરામ, કવિંદ, દુલ્હન, દેવ, કરણ, સુખદેવ, શ્રીપતિ, ઠાકુર નિવાજ, બિહારીલાલ, વીર રતન, કાન્હ, બેની મંડન, ભોજ, ભગવંત, નૃપશંભુ, સુંદરદાસ, સુરતીમિશ્ર, દેવીદાસ, મુબારક, રસખાન, રામકવિ ઇત્યાદિ અનેક શત કવિઓ થયા કે જેમણે અનેક ભાષા–સાહિત્ય ગ્રંથો રચ્યા છે

**સવત ૧૮૦૦ મા** જે જે પ્રતિભાશાળી કવિઓ થયા છે, તે સાક્ષર સમાજથી અજ્ઞાત્ નથી મહાકવિ ભીખારીદાસજીએ ઉક્તસમયનાજ, સસ્કૃત સાહિત્ય એકત્ર કરી, ભાષામા "છદાર્ણવપિગલ" ની રચના કરી છે જે આજે કાવ્યશાસ્ત્રમા પ્રવેશ કરનારને મહાન્ આશિર્વાદરૂપ ગણાય છે તેમજ વૈજનાથ કૃત "કાવ્ય કલ્પદ્રુમ" પણ અતિ ઉપયોગનું થઈ પડયું છે સિવાય રઘુનાથ, ગોકુલનાથ, મણીદેવ, મુકુદલાલ, બનારસી, આકુમાર, કિશોર, ગ્વાલ, દેવકીનદન, જગત્સિહ, શિતકવિ, પરતાપસાહિ, રૂપસાહિ, બ્રહ્મદેવ, સુબશ, શિવલાલ, બલદેવ, રાયદત્ત, ખુમાન (માનકવિ) ગુમાનમિત્ર, ચદનરાય, વિક્રમ, નૃપયશવત, શભુનાથ, સુખદેવ, રસલીન, મૂન, પજનેસ બેની, પ્રબિન, ઈત્યાદિ અનેકાનેક કવિરત્નો ભારતજનુનીએ ઉત્પન્ન કર્યા છે

**સવત ૧૯૦૦** અર્થાત્ વર્તમાન સમયમા લાલ કવિ, સરદાર, ગણેશ, દ્વિજદેવ, ક્ષિતીપાલ, ગિરી, દિનદયાલ, રઘુરાજસિહ, સેવક, બિહારી, ભોજ શ્યામકવિ, ગોવિદ, ઘનશ્યામ, કેશવ આદિ અનેક પ્રગટ થયા કે જે પૈકીના હાલમા કેટલાક વિદ્યમાન છે

આનદકદ વૃન્દાવનચદ, શ્રી રસ રાસબિહારી, શ્રી કૃષ્ણ ભગવાનના અનુરાગમા સૂરદાસે ગાધર્વવિદ્યાને છેલ્લી કક્ષાએ પહોચાડી દીધી છે હૃદયના યોગથી અભ્યાસ કરીને,

ભક્તિભાવથી સુમધુર સ્વરમા ગાતા ત્યારે સાભળનારા મત્ર મુગ્ધ બની જતા નિત્ય નવા નવા પદોમા નવા નવા રાગ આલાપતા જેની ટુક સમયમાજ સમગ્ર ભારતમા ધૂન મચી ગઇ, જેને પ્રતાપે સમ્રાટ અકબર સુધી પહોચી ગયા જે પુસ્તકમા જણાવ્યુ છે મહાકવિ તાનસેનજીએ એક સમય કોઇ એક રોગીને તડફડતા જોઇ એક દોહરો કહ્યો છે કે—

**कियौ सूरको सर लग्यो, किधौ सूरकी पीर ।**
**कियौ सूरको पद लग्यो, तातें धुनत शरीर ॥**

**અર્થ**—યા તો કોઇ શુરવીરનુ તીર લાગ્યું છે? કે શુ શુળ નિકળવાથી પિડાય છે? અથવા તો સૂરદાસજીનો મનોહર સ્વર આના ચિત્તમા જઈ ચોટયો છે? કે જેથી આ બિચારો વિકળ થઇ તડફડે છે

આ વૃત્તાત સૂરદાસજીના સાભળવામા આવતા, તેમણે તાનસેનની પ્રશંસામા નીચેનો દોહો કહ્યાનુ સભળાય છે

**विधिना यह जिय जानिके, शेष दिये नहि कान।**
**धरा मेरु सब डोल ने, सुन तानसेनकी तान ॥**

અર્થાત્—વિધાતાએ એવુ વિચારીને શેષનાગને કાન આપ્યા નહી કે, કદાચ તાનસેનના ગાયનના તાનથી શેષનાગ ડોલવા લાગશે, તો પૃથ્વી, પર્વત વિગેરે સર્વ ચલાચમાન થઇ જશે

ગાનવિદ્યામા સૂરદાસજીની પ્રશસા કરવી, તે ઢેલ (મો-રની સ્રી)ના ઇડા ચિતરવા જેવુ છે સૂર્યને દિપકની સાહ્યતાથી જોવો, અને સૂરદાસની કાવ્યને વાણીદ્વારા વ્યક્ત કરવી એ બરાબર હોવાથી વિશેષ વર્ણનની જરૂર નથી, સમગ્ર આર્યાવર્તમા એવો કોણ મનુષ્ય છે કે, જેણે એકાદ વખત પણ સૂરદાસ જીનુ પદ ન સાભળ્યુ હોય ? અને સાભળવાથી અનાયાસેજ તેની પ્રશસાના શબ્દો બોલાઈ ન ગયા હોય ?

ઉપરોક્ત શ્રેણીબદ્ધ નક્ષત્રરૂપ સતકવિ મડળમા ભકત-રાજ કવિ સૂરદાસજી, નક્ષત્રપતિ ચદ્રસમાન પૂર્ણ પ્રભાથી પ્રકાશમાન્ થયા છે તેમજ કાવ્ય-કજને પ્રફુલ્લિત કરવામા માર્તંડરૂપ બનાયા છે તેઓનુ જીવનચરિત્ર યથામતિ લખ-વાનો મારો ક્ષુદ્ર પ્રયાસ છે તેને કવિઓની ઉદાર કૃપા વડે પરમાત્મા પૂર્ણ કરે એવી પરમકૃપાળુ પ્રભુ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે, અસ્તુ.

**(८) नग (७) वासर (८) पन्नग (१) भुमी, आठौं अगहन मास;**
**पाख धवल बुध आदयों, नरसिंग "सूर" प्रकास.**

# આમુખ.

હિન્દી સાહિત્યને વિવિધ અલંકાર તથા રસથી સુશોભિત કરનાર, કવિકુલ ચક્રવર્તી અને પ્રાતઃસ્મરણીય શ્રીમદ્ વલ્લભાચાર્યજીના

**जीवन चरित्रनी आवश्यकता**

પરમ અષ્ટસખામાના એક—એવા સૂરદાસજીનુ જીવન ચરિત્ર મુદ્રિત અવસ્થામા જોવાને કયા સાહિત્યક અગર ભક્ત હૃદયની વાછા નહિ થતી હોય ? સૂરદાસજી એટલે પ્રેમલક્ષણાભક્તિ, સૂરદાસજી એટલે અમૃતાતિનાથી પરમ કાવ્ય રસ એમ કહેવુ તેમા કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નથી આવા ભક્ત કવિનુ જીવન—ચરિત્ર આલેખાવુજ જોઇએ, કે જેથી અત્યારની પ્રજા જે નિજ ધર્મ, આચાર વિચાર ઇત્યાદિ ભૂલી જઇને વિપથગામી બની છે તે પણ કઇક અંશે મોક્ષાનુકૂળ જીવન ગાળતા શીખે અત્યારે સાહિત્ય-મા વાર્તાઓ, નૉવેલો, નાટકો તથા કાવ્યોના પુસ્તકો ઘણા છપાય છે, પણ જીવનચરિત્રો તરફ લોકોનુ ખાસ ધ્યાન ગયુ નથી મહા પુરુષોના જીવન ચરિત્રોમાથી પ્રજા ઘણુ શીખી શકે છે ઉત્તમ શિક્ષક જેટલુ શિક્ષણ આપી શકતો નથી તેના કરતા ઘણુ જ્ઞાન મહા પુરુ-ષોના જીવન—ચરિત્રમાથી પ્રાપ્ત કરાય છે પણ અત્યારે આપણી પાસે જે જીવન ચરિત્રો છે તે કેવા પ્રકારના છે તે તરફ જો દૃષ્ટિ નાખીશુ તો આપણી ધર્મભાવના અત્યારે કેટલી દુબળ બની ગઇ છે અને તેને લીધે આપણે પ્રગતિપથમા પ્રયાણ કરી શકતા નથી એ નિ

વિવાદ સત્ય છે અત્યારે આપણા સાહિત્યમા, જેણે રણસંગ્રામમા લાખો માણસોનો કચ્ચરઘાણ કાઢ્યો હોય, તથા પોતાના નિર્દય કૃત્યોથી લોહીની નદીઓ વહેવડાવી હોય, જેણે અનેક કાવા દાવા ખેલીને એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્ર સાથે અથડાવી માર્યા હોય, અગર રાષ્ટ્રની અનત શાન્તિનો ભગ કર્યો હોય, એવા પ્રપચી મુત્સદીઓ, અગર દિવાનો, કીર્તિની અપેક્ષાએ પ્રાચીન સસ્કૃતિ, તથા ધર્મ ભાવનાનો ઉચ્છેદ કરનારાઓ, લૌકિક કલ્યાણમા રચ્યા પચ્યા રહેવાનો આડબર કરનાર, ફિરસ્તા હોવાનો દાવો કરનાર, પુરુષોના જ જીવનચરિત્રો આપણી સમક્ષ આપણે જોઇએ છીએ ! આવા ક્ષુલ્લક પુરુષોના જીવન ચરિત્રોથી પ્રજાનુ ચારિત્ર શી રીતે ઘડી શકાય એ ચરિત્રોમાથી કઈ ઉદાત્ત ભાવના, કયા ઉત્તમ વિચારોનો બોધ-પાઠ પ્રજા શાખી શકે ? તો કેવલ આવા સાહિત્યથી શો લાભ છે ! ખરેખર આ એક વિચારવા જેવી બાબત છે આપણા-સાહિત્યમા કવિઓ સાધુપુરુષો ત્યાગી, તેમજ ભક્તો તથા મહાત્માઓના જીવન ચરિત્રો બહુજ ઓછા લખાયા છે તેમના સબધી જે કઈ જાણવામા આવે છે તે ઘણુજ ઓછુ હોય છે કારણ કે કોઇ પણ પુરુષ તેમના જીવનના પ્રસગો તથા સ્મરણો ગોઠવવાને પ્રયાસ કર્યો નથી પ્રજાની પાસે ઉત્તમ ચારિત્ર્યના દૃષ્ટાન્તને તેના અસલ સ્વરૂપ મા-કલાકારની પીછીથી-અસત્ય રીતે રગો પૂરીને નહિ મૂકવાની ઘણા સમયની લેખકની તથા પ્રકાશકની ઇચ્છા આજે ફળીભૂત થઇ છે એ જાણીને સર્વ કોઇને આનદ થશે

જે યુગમા દેશની સસ્કૃતિ હાલકડાલ સ્થિતિમા હતી અને તેનુ રક્ષણ કરવાને વિરલ પુરુષોજ વીરપુરુષોની માફક ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા, તે સમયમા સુરદાસજી

**સુરદાસજીનો જીવન સમય** નુ પ્રાકટ્ય થયુ હતુ તે સમય મોગલાઇનો હતો મોગલાઇ વંશનો ઇતિહાસ જોકે ખીલજી અને લોદી વંશના કરતા વધારે યશસ્વી અને ઝળકતો છે છતા પણ રાજકિય અનમતાને લીધે એ યુગમા પણ આ દેશના ધર્મ અને સમાજપર આક્રમણ નહોતુ થયુ તેમ નથી. તેમા પણ એક લેખકના કથન પ્રમાણે મતમતાતરોની ચીનગારીઓ ચોતરફથી ઉડીને ચોટતી આથીજ સમાજ અને ધર્મની ઇમારતો ભયમા હતી રાષ્ટ્ર જીવન તો તદ્દન કચરાઇજ ગયુ હતુ બધી તરફથી તેના પર પણ હુમલા થઇ રહ્યા હતા દુખ અને ત્રાસથી જનતા ચરચરી ગઇ હતી આવા સમયમા સૂરદાસજીનુ પ્રાકટ્ય આ ભૂતલમા થયુ હતુ જોકે આ દેશકાળ તે સમયે સૂરદાસજીને પોતાની અર્થ સિદ્ધિ માટે પ્રતિકૂળ હતો છતા, પણ પોતે સસારની ઘટનાને ન્હાનપણથી ભગવત્કૃપાથી સમજીજ ગયા હતા, અને તેથી પહેલેથીજ પ્રવૃત્તિમય જીવનની અભિલાષા નહિ રાખતા, નિવૃત્તિમય જીવન–પ્રભુમય જીવનના કોડવાળા થયા આ નિવૃત્તિ પરાયણતાને લીધે તેઓ સસારમા ઉત્તમ સુખ મેળવી શકયા છે તેઓ સમજતા હતા કે, આ જીવન શરદભ્રની છાયાની માફક અગર, પાનખર ઋતુમા વૃક્ષ શાખાપરથી ખરી પડતા પત્રોની માફક, તથા પ્રાત કાળમાં વર્ષતા હિમની માફક, અગર જલધિ પટપર પ્રકટ થતા બુદબુદોની માફક, આ જીવનના આનદો નશ્વર છે લૌકિક જીવન એટલે અમાવાસ્યાની અધકાર પૂર્ણ રાત્રિ તેમા પરજીવનની માફક પૂર્ણિમાની જ્યોત્સ્નાનો પ્રકાશ નથી કવચિત્ પ્રકાશ જણાય તો તે વિદ્યુત્ પ્રકાશની માફક સત્વર વેગી અને અચિર સ્થાયી છે તો આ જીવનનો અર્થ શો ! એ જીવનની અધારી ગૂહામા પડી રહીને સડી

મરવાથી શો લાભ ? જીવન એટલે તો ચેતન્ય, ઉલ્લાસ અને પ્રકાશ હોવો જોઇએ પણ એ ચૈતન્ય, ઉલ્લાસ અને પ્રકાશ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ? શું દુન્યવી સત્તા, કીર્તિ, અગર લક્ષ્મી એ ચેતન્ય, ઉલ્લાસ અને પ્રકાશને આપી શકશે ? નહિ! કદી નહિ! આ વિચારો તેમના મસ્તિષ્કાકાશમાં તારાની માફક બાલ્યાવસ્થાથીજ પ્રકાશી રહ્યા હતા, આથી તેમના જીવનનું લક્ષ્ય પ્રભુભક્તિ તરફ વળ્યું આ સંસાર સાગરમાં તેમના જીવનની કિશ્તીને–શ્રીમદ્ વલ્લભાચાર્યને સોંપી અને તેમની અદ્ભુત કૃપા અને સાહાય્યથી ભક્તિબંદર તરફ હંકારી આથી દેશ અને કાલની વિપરીતતા તેમના નિવૃત્તિ પ્રિય જીવનના માર્ગને બહુ બાધા કરી શકી નહિ

આ ચરિત્ર વાંચતાં માલૂમ પડી આવશે કે રા. નરસિંહદાસે સૂરદાસજીના જીવન ચરિત્રને યથાર્થ ન્યાય આપવાને તેમણે પોતા-

**जन्म सवत्**

નાથી બનતું કર્યું છે ઐતિહાસિક બનાવો તથા માહિતી મેળવવાને તેમણે ઘણું સંશોધન કર્યું છે સૂરદાસજીના જીવન સબંધી લોકમાં જૂદી જૂદી આખ્યાયિકાઓ પ્રચલિત છે, તે વિષયને પણ તેમણે વિચાર્યો છે અને તેટલા માટે જે ગ્રંથોમાં એ આખ્યાયિકાઓ આપેલી છે તેનો પણ ઉલ્લેખ આ ગ્રંથમાં તેમણે કર્યો છે "ભક્તમાળ 'માંથી મદનમોહન નામના બ્રાહ્મણની હકિકત, 'ચરિત્ર ચંદ્રિકામાં' થી બિલ્વમંગળની હકિકત, "રામ રસિકાવલી" માંથી સૂરદાસજીનો ઇતિહાસ–તથા "ભક્તવિનોદ"માં આપેલી હકિકતને તેમણે બરાબર વિચારી છે વળી "સુગમપંથ" તથા મિશ્રબન્ધુ વિનોદના કર્તા સૂરદાસજી સબંધી શું લખે છે તે પણ તેમણે વાંચ્યું છે એટલે આ જીવનચરિત્ર કેટલું ગવેષણામય જ છે એમ કહી શકાશે

નહિ લેખકના ઐતિહાસિક સંશોધનના પ્રતાપે આ જીવનચરિત્રમાં કેટલું યાથાતથ્ય છે તે દરેક બુદ્ધિશાળી પુરુષ સમજી શકશે સૂરદાસજીએ પોતાના "સાહિત્ય લહરી" ગ્રંથમાં પોતા વિષે જે પરિચય આપ્યો છે, તે અન્ય રચનાગે કરતા વિરુદ્ધ છે માટે લેખકે સૂરદાસજીના પોતાના કથનમાં શ્રદ્ધા રાખીને આ જીવન ચરિત્ર આલેખ્યું છે તે બરાબરજ કર્યું છે લેખક સૂરદાસજીને બ્રહ્મભટ્ટ જ્ઞાતિના છે એવું પ્રમાણથી સિદ્ધ કરે છે પણ સૂરદાસજીના જન્મ સંવત માટે કોઈ પણ વિશ્વસનીય નિર્ણય જોવામાં આવતો નથી સૂરદાસજીએ પોતાના "સાહિત્ય લહરી" ગ્રંથની રચના સંવત ૧૬૦૭માં કરી એટલું તો એ નિશ્ચય પૂર્વક જણાવે છે "શિવસિંહ સરોજનો કર્તા સૂરદાસજીનો સંવત ૧૬૪૦ આપે છે, અને તે સમય 'કવિકીર્તિકલાનિધિ'નો કર્તા કબૂલ રાખે છે "બ્રહ્મભટ્ટ વર્ગનો ઇતિહાસ" લખનાર સંવત ૧૫૪૦ આપે છે, અને પતાકા માસિકનો લેખક સંવત ૧૫૬૨ આપે છે ચરિત્ર ચંદ્રિકામાં સંવત ૧૭૨૬ આપેલ છે આમ જૂદા જૂદા મતો જણાય છે મારા મત પ્રમાણે તો શ્રી ગોકુળનાથજીકૃત ચોરાશી વૈષ્ણવની વાર્તા ઉપરથી જણાય છે કે શ્રીમદ્ વલ્લભાચાર્યજી અને સૂરદાસજીનું પ્રાકટ્ય એકજ કાળે થયું છે શ્રીમદ્ વલ્લભાચાર્યજીના પ્રાકટ્યનો સંવત ૧૫૩૫ છે, તો સૂરદાસજીનો જન્મ એ અરસામાં થયો હશે

સૂરદાસજીના સમયમાં એકંદરે ૧૧૭ કવિઓ થઈ ગયા હતા. આ કવિઓના નામો જોતા કેટલાક ઉર્દૂ કવિઓ છે અને કેટલાક હિન્દી છે હિન્દી ભાષાના કવિઓનો ઘણો ભાગ શ્રીમદાચાર્યજીના સેવકો છે રાજા આસકરણજી, ચતુર્ભુજ

**सूरदासजीना सम कालीन कविओ**

દાસ, શ્રીમતી તાજબેગમ ટોડરમલ્લ, કૃષ્ણદાસ, ગોવિંદદાસ, છિત-સ્વામી, મિશ્રગદાધર, માનસિંહ, નંદદાસ, રસખાન, તાનસેન, પદ્મ-નાભ, ભગવાનદાસ, માણિક્યચંદ, પરમાનંદ વગેરે, શ્રી વલ્લભચાર્યજી તથા શ્રી વિઠ્ઠલનાથજી ( શ્રીગુસાઈજી ) ના સેવકો હતા એમના ચરિત્રો “ ચોરાશી વૈષ્ણવ ” અગર “બસોબાવન વૈષ્ણવની વાર્તા” મા આપેલા છે આ સિવાય ભક્ત નાભાજી તથા રામયણના કર્તા તુલસીદાસજી પણ આ સમયમા હતા અર્થાત્ આ સમયનુ કાવ્ય સાહિત્ય મુખ્યત્વે કરીને ભક્તિરંગથી જ રંગાયેલુ હતુ આથી સુર-દાસજીનુ સાહિત્ય પણ ભક્તિ પ્રધાન બને એમા કાંઈ પણ સંશય જેવુ નથી

**सूरदासजीना काव्य साहित्य उपर असरो**

સૂરદાસજીના “ સૂર–સાગર ” “ સૂર–સારાવલી ” “ સૂર–પચિશી ” “ સુર–સાઠી ” સૂર–રામાયણ તથા દૃષ્ટકૂટ પદો જોતા માલુમ પડે છે કે એમના આ બધા ગ્રન્થોમા ભક્તિરસ પ્રધાન-પણે છે કેટલાક ઉપદેશાત્મક કાવ્યોમા શાન્ત રસ છે આ કાવ્ય સાહિત્ય ઉપર નીચેની અસરો જણાય છે

**क** શ્રીમદ્ વલ્લભાચાર્યજી તથા શ્રી ગુસાઈજીએ સ્થાપિત કરેલા પુષ્ટિમાર્ગના ગ્રંથોમા મુખ્યત્વે કરીને શ્રીમદ્ વલ્લભાચાર્યજીની શ્રીમદ્ ભાગવત ઉપરની શ્રી સુબોધિનીજી ટીકા અને શ્રી ગુસાંઈજીના શૃંગારરસ મણ્ડન વગેરે કાવ્યો તથા અન્ય ગ્રંથો જેમા ભક્તિતત્વનુ–પ્રેમ લક્ષણા ભક્તિનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે તેની

**ख** તે સમયના ભક્તિ પ્રધાન કાવ્યો લખનાર અન્ય કવિઓની

**ग** સૂરદાસજીએ શ્રીકૃષ્ણચંદ્ર અને શ્રી સ્વામિનીજી–રાધા ઉપર

ઘણા પદો લખ્યા છે એમના દૃષ્ટકૂટ પદો તે એ ભાવથીજ છલકે છે શ્રી સ્વામિનીજી અગર રાધાનુ તત્વ જોકે શ્રીમદ્ ભાગવતમા છે પણ ત્યા જોઇએ તેવુ સ્પષ્ટ નથી વેદમા **રાધસ્** શબ્દ આવે છે અને તે અગ્નિની શક્તિના અર્થમા છે અર્થાત્ અગ્નિ એટલે જ્ઞાનાત્મક બ્રહ્મ તેની શકિત તે રાધા છે ભકિત સપ્રદાયના સાહિત્યમા બ્રહ્મનુ સ્વરૂપ રસમય છે માટે તે રસ સ્વરૂપ બ્રહ્મની અત શકિત, જેથી કરીને એ બ્રહ્મ–બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે તે રાધા નામથી ઓળખાય છે આ રાધા નામનો નિર્દેશ બ્રહ્મપૂરાણુમા થયેલો છે પણ જયદેવ કવિએ તેના ગીતગોવિદ કાવ્યમા સ્પષ્ટ રીતે કર્યો હતો આ સિવાય ગૌડ સપ્રદાયના કૃષ્ણુ ચેતન્યના સાહિત્યમા પણુ શ્રી સ્વામિનીજી વિષે ઘણુજ લખાયુ છે તો આ સાહિત્યની પણુ અસર કઈક અશે સૂરદાસજી ઉપર થઈ હોય તે સભવિત છે આમ છતા કહેવુ જોઇએ કે જે સૂરદાસજીની કાવ્ય શક્તિ વધારે ઉત્તેજીત અને બલવતી બની હોય તો તે અગ્નિસ્વરૂપ શ્રીમદ્ વલ્લભચાર્યજીની કૃપાને આભારી છે એટલે એમના કાવ્યોમા શ્રીમદ્ વલ્લભાચાર્યના ગ્રથોની પ્રબળ અસર જેવામા આવે છે

**सूरदासजीना काव्यो तथा दृष्टकूट पद्यो**

રા નરસિહદાસે સૂરદાસજીના જીવનચરિત્રનો ભાગ લખ્યો હતો અને કાવ્ય–દૃષ્ટકૂટ પદ્ય સબધી થોડુ વિવેચન કર્યુ હતુ પણ રા. લલ્લુભાઈએ તે દેખાડતા મને વિચાર થયો કે આ જીવનચરિત્રમા સૂરદાસજીના કાવ્યો તથા દૃષ્ટકૂટ પદ્યોની સાહિત્યની દૃષ્ટિ તથા ભક્તિની દૃષ્ટિથી કઈક વિસ્તારથી સમાલોચના કરવામા આવે તો તે જીવન ચરિત્ર સપૂર્ણ બને એ વાત રા નરસિહદાસને જણાવવામા આવી

અને તેમણે ઘણા હર્ષથી કોઈ પણ જાતના સંકોચ સિવાય એ કામ કરવાનું મને સોંપ્યું અને મે એ ભક્ત કવિ તરફનું મારૂ ઋણ અદા કરવાના વિચારથી એ કાર્ય માથે લીધું દૃષ્ટકૂટ પદોમાં રસ તથા અલંકાર તેમજ નાયક નાયિકાના ભેદ સમજાવવાને વિશ્વનાથના 'સાહિત્ય દર્પણ" તેમજ મમ્મટના "કાવ્ય પ્રકાશ"માંથી ઉપયોગી ટિપ્પણ ફુટનોટમાં લીધા છે દૃષ્ટકૂટ પદોના અર્થ ઘણા કઠિન છે એટલા માટે તેનો બરાબર અર્થ સમજવાને કેટલીક વખત સરદારદાસના પુસ્તકનો આશ્રય લીધો હતો

**सूरदासजीनी प्रशस्ति**

સુરદાસજીની કવિતાશક્તિ કેટલી ઉચ્ચ પ્રકારની હતી તે વિષેનો નિર્ણય નીચેના એક કવિએ ગાયેલા દુહા ઉપરથી જ આપણે વધારે સારી પેઠે કરી શકીએ (જુઓ પૃષ્ઠ ૩૦).

**सूर सूर तुलसी शशी, उडुगण केशवदास,**
**अबके कवि खद्योतसम, कहुँ कहुँ करत प्रकाश.**

કવિતા સાહિત્યના ગગનમાં ફક્ત સુરદાસજી એકલા સૂર્યવત્ પ્રકાશી રહ્યા છે તુલસીદાસનો પ્રકાશ ચંદ્રની માફક છે કેશવદાસ તારાની માફક છે, બાકીના કવિઓ ખદ્યોતની માફક માત્ર અલ્પ પ્રકાશ આપનારા છે આ ઉપરથી જણાશે કે સાહિત્યમાં સુરદાસજીનું સ્થાન અદ્વિતીય છે એમના પેગડામાં પગ ઘાલે એવો બીજો કોઇ પણ કવિ થયો નથી માટેજ શ્રીગુસાંઇજીએ તેમને પુષ્ટિમાર્ગના "ઝહાજ" કહેલા છે

સુરદાસજી ઉત્તમ પ્રકારના ભક્ત હતા, તેની કોઈ ના કહી શકે નહિ ઉત્તમ પ્રકારના ભક્તના લક્ષણ

**સૂરદાસજીના જીવનમા સમાયેલા બોધો**

કેવા જોઇએ તે એ સારી પેઠે સમજતા, એટલુજ નહિ પણ તે સપૂર્ણપણે પ્રાપ્ત કરવાને તેમણે પ્રયાસ કર્યો હતો જે ભક્ત છે અને જેને ભક્તિ માર્ગનુ સુખ પ્રાપ્ત કરવુ છે તેણે સસારની માયાને તરવી જોઇએ કારણકે જયા સુધી માયાને તરી નથી ત્યા સુધી પ્રભુના ગુણગાન વગેરેમા ચિત્ત ચોટતુ નથી માટે માયાને ખાસ જીતવી જોઇએ પછીથી વીતરાગ થઈ કામ, ક્રોધ મદ, મોહ, લોભ, ઈત્યાદિને જીતવા જોઇએ, તથા દૈન્ય મેળવવુ જોઇએ દૈન્ય એ ભક્ત જીવનનુ ભૂષણ છે જેનામા દૈન્ય નથી તે ભક્ત નથી બીજા સર્વ ગુણો કેળવ્યા હોય પણ જો તે ભક્તમા અહકાર રહી જાય છે, મોટાઇના વિચાર ઘુસી જાય છે, તો તેનુ અધપતન જરૂર થાય છે, એ સૂરદાસજી સારી પેઠે સમજતા હતા માટે દૈન્યભાવને સ્ફુરાવવાને પોતાના ઘણા પદોમા પોતાની જાતને એમણે " હુ પતિતનકો નાયક ' અગર ' હુ પતિતનકો ટીકો" એમ લખ્યુ છે ભક્તને માટે વિશેષ આવશ્યક એ છે કે જો તેનાથી સસારનો ત્યાગ ન થઇ શકે તો પણ પોતાની સર્વ ઈન્દ્રિયોનો વિનિયોગ પ્રભુ પ્રીત્યર્થ કરવો જોઇએ જ્યા સુધી મનની કામના છૂટતી નથી ત્યા સુધી યજ્ઞ યાગાદિ સર્વ વ્યર્થ છે એમ પોતે જણાવે છે ( પૃ ૬૭ ) ભક્તે વૃથા વાતોમા કાળક્ષેપ નહિ કરતા સત્ પુરૂષોનો સમાગમ કરવો જોઇએ સત્સગ એજ ભક્તની તીર્થયાત્રા છે (પૃ ૬૬) ભક્તે જે જ્ઞાન મેળવવાનુ છે તે સતરૂપ આત્માનુ, અગર બ્રહ્મનુ છે માટે દુનિઆની બીજી બધી બાબતનુ જ્ઞાન મેળવવા કરતા બ્રહ્મનુ જ્ઞાન મેળવવુ જોઇએ (પૃ ૬૮) ઉપર પ્રમાણેના ભક્તના લક્ષણો સૂરદાસજીમા સિદ્ધ થયા હતા

રત્નાકરમા જેમ જેમ ઉડા ઉતરીને શોધખોળ કરીએ તેમ

**ઉપસંહાર**

અનેક કિંમતી રત્નો મળી આવશે, તેમ મહા પુરુષના જીવનમાં જેમ જેમ ઉંડા ઉતરીને તેના મર્મ ભાગો તપાસીશું તો વધારે ને વધારે કિંમતી રત્નો મળી આવશે પણ તે રત્નોની શોધખોળ કરનારની શક્તિ ઉપર આધાર રાખે છે જીવન ચરિત્રના નાયક સુરદાસજી એ ખરેખર સૂર્ય છે સૂર્યના પ્રકાશને નરી આંખે જોવો તે ઘણુંજ કઠિન છે તેમ સુરદાસજીની મહત્તા તથા તેમની કીર્તિ નિહાળવાની શક્તિ કોઇ પણ આધુનિક લેખક પોતાની બુદ્ધિથી કરી શકેજ નહિ, પણ જેની કૃપાથી સૂરદાસજીની કાવ્યવેલી ફુલી અને ફાલી હતી, તે શ્રીમદ્ વલ્લભાચાર્યજીથી કૃપા સાહાય્યથીજ લેખક સૂરદાસજીના જીવન સાગરમાં અગર તેમના કાવ્ય સાગરમાં ચચુપાત કરવાને સમર્થ થયા છે મહાકવિ કાલીદાસને પણ રઘુવંશ કાવ્યના આરંભમાં નિરુત્સાહ અને નિર્વેદ વ્યાપ્યો હતો, તેવો આ ચરિત્રના લેખકોને થાય એમાં શું આશ્ચર્ય છે ? અંતમાં રા. લલ્લુભાઇ તથા રા. નરસિંહરાવે મને 'પ્રકરણ ૫ તથા ' સૂરદાસજીની કવિતાના વિષયમાં યત્કિંચિત્ લખીને સુરદાસજીની સેવા કરવાની જે પરમ તક આપી છે તે માટે હું તેમનો ઉપકૃત છું પ્રાતઃસ્મરણીય ભગવદ્વદનાનલ સ્વરૂપ શ્રીમદ્ વલ્લભાચાર્યજી તથા આનંદઘન રસપ્રચુર શ્રી કૃષ્ણચંદ્રના ચરણ સરોજને વંદીને નિમ્નલીખિત શ્લોકનું અવતરણ કરીને વિરમીશ

> गच्छत स्खलन क्वापि भवत्येव प्रमादत ।
> हसन्ति दुर्जना स्तत्र समादधति साधव ॥

રથયાત્રા, સં ૧૯૮૦
અમદાવાદ.

લી ભગવત્કૃપાકાંક્ષી,
**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ**
એમ એ ના જયશ્રીકૃષ્ણ

## ॥ श्रीद्वारकेशोजयति ॥

પ્રિય પાઠકગણ ! મહાનુભાવી સૂરદાસજીનુ ચિત્ર આ ગ્રન્થમા આપ્યુ છે તે કેવા પ્રયોગોમા ને કેટલી મુશ્કેલીથી પ્રાપ્ત થયુ છે તેનો પરિચય કરાવવાની અગત્ય જણાય છે

રાજપુતાનામા આવેલ ઇતિહાસ પ્રસિદ્ધ સ્થળ કૃષ્ણગઢમા આ પ્રાચીન ચિત્ર બિરાજેછે **સમ્રાટ અકબર**ના દરબારમા પ્રસિદ્ધ ચિત્રકાર **નિહાલચદ**ની કસાયલી કલમથી અલકૃત થયેલ જેને ભગવદ્ધર્મપરાયણ, મહાનુભવી, કૃષ્ણગઢ નરેશ મહારાજા **રૂપસિહજી** મોગલ શહેનશાહ શાહજહાન પાસેથી યુક્તિપુર સર પધરાવી લાવ્યા તે ઇતિહાસ ખાસ મનન કરવા જેવો છે પરતુ એ પહેલા વાચક વર્ગને જીજ્ઞાસા થશે, કે મોગલરાજાઓ પાસે આ ચિત્ર ક્યાથી ? અને વળી કૃષ્ણગઢનરેશને ત્યાથી પ્રાપ્ત થયુ તેનુ કારણ શુ ? એ ઇતિહાસ આવશ્યક હોવાથી આ સ્થળે કૃષ્ણગઢનો સામ્પ્રદાયિક ઇતિહાસ જીજ્ઞાસુની જાણ માટે આપીએ છીએ

## કૃષ્ણગઢનો સામ્પ્રદાયિક ઇતિહાસ.

માનસી સેવાના મહાનુભવી, પરમ ભગવદીય, વૈષ્ણવ રાજા **આશાકરણજી**ની વાર્તાથી કયો વૈષ્ણવ અજ્ઞાત હશે ! ( જુઓ ૨૫૨ વૈષ્ણવની વાર્તા ) હાલ ગ્વાલીયર સ્ટેટમા આવેલ નરવરગઢના રાજા આશાકરણજીની દીકરીના દીકરા—ભાણેજ અને જોધપુર મહારાજા ઉદયસિહજીના દ્વિતીય પુત્ર, હાલના કૃષ્ણગઢ નરેશ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, મહાન્ શૂરવીર ધીર ઉદાર ગભીર, ધર્મપરાયણ મહારાજા **કૃષ્ણસિહજી**નો જન્મ સ ૧૬૨૫ના અરસામા થયો આ વખતે

સર્વત્ર મોગલ શહેનશાહ સમ્રાટ અકબરની આણ વર્તી રહી હતી, તેવામાં આ વીર પુરુષે જોધપુરથી છુટા પડી, પોતાની સ્વતંત્રતાના પરિચય માટે અજમેરના સુબેદારને મળી, સમ્રાટ અકબરની મુલાકાત લેઇ તેની પ્રીતિ પ્રાપ્ત કરી, કૃષ્ણગઢની રીયાસત પોતાનાજ બાહુબળથી સ્થાપન કરી સં ૧૬૫૧ અને કોટ, કીલ્લા, રાજમહેલ વગેરે સઘળી તયારી કરી સં ૧૬૬૮ માઘ શુક્લ ૫ મીએ શુભ મુહુર્ત સમયે ગાદી સ્થાપન કરી જે અદ્યાપિ જ્વલંત ઝળહળી રહી છે

નિર્વિઘ્નપણે રાજ્યની સ્થાપના થઇ, સર્વત્ર શાંતિ પ્રસરી રહી, અને પરલોકગામી કાર્ય કરવું જોઇએ એમ ધારી માતુલગૃહ નરવરગઢમાંથી રાજા આસકરણજીની વ્યાલમંડળીના શ્રીઠાકોરજી શ્રી **નૃત્યગોપાલજી**ના બે સ્વરૂપ (શ્રી કૃષ્ણ–મનદેવ) પધરાવી લાવ્યા (જેમાંનું **૧** સ્વરૂપ હાલ દરમારગઢમાં મહારાજા યજ્ઞનારાયણસિંહજીને માથે બિરાજે છે ૧ સ્વરૂપ શ્રીકલ્યાણરાયજીની ગોદમાં બિરાજે છે) અને સ્વયંસેવા કરી સ્વરૂપાનંદનો લાભ પ્રાપ્ત કરવા લાગ્યા શ્રી ગોપાળજીને ઇષ્ટ માનવા લાગ્યા, રાજ્યના દરેક પટાવતેના પટા ઉપર પણ "શ્રીગોપાળ સહાય" એમ લખાયું

મહારાજા કૃષ્ણસિંહજીને ૪ પુત્રો હતા તેમાંના ૧ મહારાજા સહસમલજી, ૨ મહારાજા જગમાલજી, ૩ મહારાજા હરિસિંહજી ૪ ભારમલજી પ્રથમના ત્રણે પુત્રો ઉત્તરોત્તર રાજ્યગાદીએ આવ્યા ૩ જા મહારાજા હરિસિંહજી શ્રીલક્ષ્મીનારાયણનું શ્યામ સ્વરૂપ પધરાવી સેવા કરવા લાગ્યા (જે સ્વરૂપ હાલ શ્રીકલ્યાણરાયજીની સાનમંડળીમાં બિરાજે છે) તે સિવાય શ્રીમદનમોહનલાલજીનું મર્યાદા મંદિર પણ એમણે બંધાવ્યું છે

# ભક્તશિરોમણિ મહારાજા રૂપસિંહજી.

૪ મહારાજા ભારમલજીને ત્યા ભક્તશિરોમણિ મહારાજા રૂપસિંહજીનો જન્મ સ ૧૬૮૫ વૈશાક વ ૧૧ થયો આ બાળરાજા વિરતાની સંપૂર્ણ છટાવાળા, મનોહર મુખાકૃતિ, આકર્ણલંબિત વિશાળ નયન, આજાનબાહુ, સંપૂર્ણ ક્ષત્રિયત્વનેવ્યક્તકરનારા ચિન્હોથી અગ્નિ, વિચારશીલ, અખંડ પ્રૌઢપ્રતાપી, પ્રજાવત્સલ ધર્મપરાયણ, મહાનુભાવી ભગવદ્ભક્ત હતા, સ ૧૭૦૦મા એમને રાજતિલક થયુ આપે પોતાનાજ નામથી કૃષ્ણગઢથી ૧૪ માઇલ દુર એક રૂપનગર નામે શહેર વસાવ્યુ અને ત્યા રાજ્ય કરવા લાગ્યા સ ૧૭૦૪મા શ્રી ગો શ્રીગોપીનાથજી–શ્રીદીક્ષિતજી મહારાજ પાસેથી બ્રહ્મસંબંધ લીધુ તે પછી એક સમયે શ્રીઠાકોરજીએ સ્વપ્નદ્વારા દર્શન આપ્યા, ને પોતાને પધરાવવાની આજ્ઞા કરી વિચારશીલ–વિવેકી મહારાજાએ સ્વપ્નની આજ્ઞાનુ પાલન કેમ કરવુ તે માટે અત્યન્ત શ્રદ્ધાપૂર્વક પોતાના શ્રીગુરૂદેવને વિનતિ કરી આપે વાત્સલ્યપૂર્ણતાથી ગ્વાલમંડળીમા દર્શન કરવા આજ્ઞા કરી જે સ્વરૂપે દર્શન આપ્યા હતા તે સ્વરૂપ **શ્રીકલ્યાણરાયજી**ના ગ્વાલમંડળીમા દર્શન કરી ગુરૂને વિનતિ કરી કે આ શ્રી ઠાકોરજી મને પધરાવી આપો આપે આજ્ઞા કરી કે આ સ્વરૂપ શ્રીગુસાઇજીના સેવ્ય છે અને માતલાલજીએ આ સ્વરૂપની સેવા કરી છે એવી અલૌકીક નિધિ આપને પધરાવી આપુ છુ તેની શ્રીનાથજીવત્ સેવા કરશો શ્રદ્ધાળુ–ભાવિક મહારાજાએ શીરસાવદ્ય એ આજ્ઞા માથે ચઢાવી જેનુ અત્યારે પણ એ પ્રમાણે પાલન થાય છે ત્યારથી તે હાલ સુધી પણ એહીંના મહારાજાઓ આ રાજ્યના રાજા શ્રીનાથજી–શ્રી કલ્યાણરાયજી છે, અને અમે તેમના

દીવાન-વહીવટકર્તા છીએ એમ માને છે-સમજે છે-અને વર્તે છે હાલ પણ " **આજ્ઞા પ્રમાણ મુદ્રિકા દિવાન** " એ દરેક પટાસતના પટા ઉપર મહોર-મુદ્રિકા મારવામા આવે છે તેમજ રાજ્યના કોઈપણ કામકાજના કાગળો ઉપર પ્રથમ "**શ્રીનાથજી**" એમ લખે છે અને તેવુ લખ્યુ હોય તેજ કાગળ રીતસરનો ગણાય છે, હાલ સુધી પણ એ પ્રમાણેજ ચાલે છે સ- ૧૭૦૫મા શ્રીજીને પધરાવી પોતે રૂપનગર પધાર્યા અને શ્રી નૃત્યગોપાલજીને પણ પુષ્ટ કરાવી સેવા ચાલુ કરી, મદિર વગેરેની તયારી કરી ત્યાર બાદ હાલ મેવાડમા આવેલા અને તે વખતના પોતાના રાજ્યની હદમા **માડલગઢ** નામે એક નગર છે ત્યા સ ૧૭૦૯મા શ્રીજીને પધરાવ્યા આ સ્થળે આ ભગવદ્ ભક્ત, મહારાજાને ત્યા આગામી થનાર શ્રીનાથજીના પરમ ભગવદ્ ભક્ત, રાયવાન્, તેજસ્વી મહારાજા માનસિહજીનો જન્મ થયો (આ રાજાના સમયમા શ્રી ગિરિરાજજીથી શ્રીનાથજી મેવાડ પધારતા ૪૦ દિવસ અહી બિરાજ્યા) વિદ્વત્શિરોમણિ, સ્વધર્મપરાયણ, મહારાજાએ શ્રીજીની કૃપાથી પુત્રરત્નની પ્રાપ્તી થઈ તેની વધાઈમા શ્રીજીનો છપ્પનભોગનો મનોરથ ત્યાજ કર્યો આ ઉત્સવ પ્રસગે આપે ઘણા શ્રી ગો બાલકોને પધરાવ્યા અને રૂ ૫૦-૬૦ હજારની સામગ્રી શ્રીજીને આરોગાવી અનવધિ આનદ માન્યો

શૌર્ય, તેજ, ચાતુર્ય, યુદ્ધમા અપલાયન, દાન, ઐશ્વર્ય આદિ ક્ષત્રિયના હસ્તથી થવાના સ્વાભાવિક કર્મોના પરિપાલનમા તત્પર રહેવા વાળા, સદ્ગુણ સપન્ન, રણધીર, રાજવી, અખડ પ્રૌઢ પ્રતાપી મહારાજાનુ જે સમયે સપૂર્ણ ક્ષત્રિયત્વ ખીલી રહ્યુ હતુ (આ રાજાઓ મોગલબાદશાહો સાથે ગાઢ સબધ ધરાવતા હતા) તે

વખતે મોગલ શહેનશાહ શાહજહાનને કાબુલની લડાઈ વખતે આ મહારાજાશ્રીનો આશ્રય લેવાની જરૂર પડવાથી દિલ્હીથી આમંત્રણ આવ્યુ, આથી આપશ્રી શ્રીજીને પણ સાથેજ પધરાવી જવા માટેની સંપૂર્ણ તૈયારીઓ કરીને શ્રીને પણ સાથે પધરાવી ગયા સં ૧૭૧૧

શૂરવીર ધીરપુરૂષો પોતાનું પરાક્રમ વ્યક્ત કરવા સર્વ રીતે સજ્જ થઈ રહેલાજ હોય છે તત્કાલ પોતે બહુ મલ્ય, વિશાળકાય, શીઘ્રગામી, અશ્વારૂઢ થઈ પોતાના અશ્વારોહી અંગરક્ષકો તથા સૈનિકો સહિત, દીલ્હી તરફ પ્રયાણ કર્યું સમ્રાટ્ શાહજહાનને પોતાના બાહુબળની મદદ આપી તુરત યુદ્ધ કરી, દિગ્વિજય મેળવી, કાબુલ સર કરી, તેને સોપ્યુ

આ વખતે શહેનશાહે અત્યન્ત પ્રસન્ન થઈ સ્મિત વદને ઉચ્ચાર કર્યો કે આપે શત્રુઓને મ્હાત કરી, જવલંતકીર્તિ પ્રજ્વલિત કરી મને ઉપકાર કર્યો છે તે ઋણ હું ક્યારે અદા કરીશ! માટે મારી આજ્ઞા છે કે, તમારે આ કાર્યના બદલા તરીકે કંઇક માગણી કરવી અર્થાત્ "જે જોઈએ તે માગી લેવુ"

ક્ષત્રિયકુલદીપક, સ્વાર્થત્યાગી, પરોપકારી, દયા—ન્યાયની સાક્ષાત્ મૂર્તિ, સ્વધર્મ પરાયણ, ભક્તરાજ મહારાજાએ જોકે આ વખતે અર્ધું રાજ્ય, ૪૦—૫૦ લાખની જાગીર, યાતો અનલ્ય ઝવેરાત, આદિ કોઈ પણ ચીજની માગણી કરી હોત તો મોગલશહેનશાહને સા કે જ્યા અષ્ટસિદ્ધિ હમેશા હાજર હતી, તેને કોઈ પણ ચીજ આપવાની કમી નહોતી, અર્થાત્ વચનેબધાયા જે માગ્યુ હોત તે આપી દેત પણ આ સ્વાથ ત્યાગી, ભગવદ્ધર્મ પરાયણ, ભક્તરાજે કોઈ પણ ચીજ નહી માગતા —

" આ વખતે એક ડાદીયાવાડનો દુહો યાદ આવે છે "

' નામ રહતા ઠાકરા, નાણા નહિ રહત

કીર્ત એ ધા કોટડા, પાડયા નહિ પડત "

અખુટ દોલતના ભંડાર, અણમોલમ પત્તિ, અગાધ રત્ન સાગર રૂપી, પોતાનુ સપર્ણ હ્રદય જેમા સમાયેલુ છે, તેજ પોતાના ઇષ્ટદેવ **શ્રીમદ્વલ્લભાચાર્યજીનુ પ્રાચીન ચીત્ર** કે જે સ ૧૫'૭મા **સીકદર લોદીએ** પ્રસિદ્ધ ચીત્રકાર, **હોનહાર** પાસે કરાવનુ (જુઓ નાગર સમુચ્ચય પા ૭૨ તથા ૮૪ વૈષ્ણવની વાર્તા ) તેનીજ માગણી કરી ( જે અદ્યાવધિ અત્ર બિરાજે છે ) તથા તે સાથેજ નાના મોગ મન **મદ** તોના ચિત્રોરૂપી દોલતનો ખજાનો પણ માગ્યો

પોતાનુ સર્વ જીવન જાય છે ! કડિલોએ પ્રાપ્ત કરી, સાચવી રાખેલુ ધન જાય છે ! પણ વચનસ'ધી શહેનશાહે કેટલીક આના કાનીના અતે એ સર્વ વસ્તુઓ આપી, પરતુ રાજ્ય વગેરે આપવાની ઇચ્છા મનમા રહી જવાથી ફરીથી બીજી વખત પણ કઇક માગવાની આના કરી, આ પરોપકારી મહારાજાએ પોતાને માટે તો કઇ જ માગ્યુ નથી પરતુ પોતાના માતુલગૃહ ભ્રાતા **સુખલસીહ** જેમલ મેરના રાજાનુ રાજ્ય લેઇ લીધુ હતુ તે તેમને પાછુ અપાવ્યુ આથી ભ્રાતૃભાવ તથા સ્વાર્થ ત્યાગ દર્શાવ્યો

આ વખતે આપણા આ ચરિત્રનાયક **શ્રીસૂરદાસજી**નુ ચિત્ર પ્રસિદ્ધ મુસવ્વર-**નિહાલચદ**ના હાથનુ સમ્રાટ અકબરે કરાવેલુ તે પણ પ્રાપ્ત થયુ ( જે માટે અમોએ રૂણગઢ જઇ અગાધપરિશ્રમે વર્તમાન મહારાજા શ્રીમદનસિહજી પાસેથી માગણી કરી પ્રાપ્ત કર્યુ જે આ ગ્રન્થમા આપવામા આવ્યુ છે )

આ સિવાય અહીંઆ શ્રીઠાકોરજીની યુગલ સ્વરૂપની ભાવનાના કીર્તનો સાથેના ચિત્રો, ધર્માચાર્યોના, શ્રીગો૦ બાળકોના, વ્રજના વ્રજવાસી ભક્તો સંતમહંતો, પ્રસિદ્ધ ગુણીજનો—કવિઓ, કવિવર—તાનસેન, પરમવૈ ચતુરાનાગા, મીરાબાઈ, નરસીંહમહેતા, આદિ ભક્તો, રાજા, મહારાજાઓ, પશુ, પક્ષીઓ, વૃક્ષોના અસંખ્યાત ચિત્રોની ઉત્તમ કારીગરીના નમુના રૂપ જેટલા આ મહારાજા પાસે છે તેટલા કોઇની પાસે પણ નહિ હોય એમ અમો હિંમતથી કહી શકીએ છીએ (કોઈ વ યાત્રાર્થે જાય તો આ ચિત્રોના દર્શન કરવા યત્ન કરવો)

ઉપર જણાવ્યા પ્રમાણે ભક્તરાજ મહારાજા અલૌકિક ધનસંપત્તિ લેઈ સં ૧૭૧૧ માં રૂપનગર પધાર્યા અને શ્રીજી તથા શ્રીમહાપ્રભુજીને એકજ મંદિરમાં પધરાવ્યા

સં ૧૭૧૫માં ધોળપુરમાં ઔરંગઝેબ સામે ફરીથી પ્રસંગ આવ્યો ત્યારે પણ પોતે અથાગ શૌર્ય જણાવ્યું અને લડાઇમાં મરાયા તે સ્થળે તેમના સ્મરણ સ્થળની નિશાની તરીકે છત્રી છે મહારાજાએ જાણ્યું કે આ વખતે આ લડાઈમાંથી હું પાછો ફરવાનો નથી એમ લાગે છે તેથી પોતાના વિશ્વાસપાત્ર સેવકને પોતાના કંઠમાંની હિરાની ઉર્વશી હતી તે આપી અને શ્રીનાથજીને ત્યાં મોકલવા જણાવ્યું અને આ લડાઈના સમાચાર પણ કહેવાનું કહ્યું

દીલ્હીમાં એક સમય પોતે શ્રીની સેવામાં હતા તેવામાં શહેનશાહ જહાંગીરની સવારી ત્યાંથી નીકળી, શહેનશાહે બોલાવ્યા એટલે શ્રીજી મહારાજાનું રૂપ ધરી સમ્રાટને મજરો કરી આવ્યા તેણે તે વખતે એક વીંટી પહેરામણીમાં આપી, તે પછી સવારી પાછી ફરતા મહારાજા પોતે શહેનશાહને મળવા ગયા ત્યારે તેઓએ કહ્યું કે

હમણા તો જતી વખતે આવી ગયા છો, મે અંગુઠી–વીંટી આપી છે અને પાછા ફરીથી કેમ ' મહારાજા સમજી ગયા યથાયોગ્ય ઉત્તર આપ્યા પાછા મુકામે આવી શ્રીજી પાસેથી વીંટી માગી લીધી અને શ્રીને પાછી અર્પણ કરી તેની હાલ " **ધુગધુગી** " બનાવી છે જે અદ્યાપિ પણ શ્રીજી ધરે છે

લડાઇમા મહારાજા મરાયા એટલે તેઓ અલૌકીક સ્વરૂપે શ્રી ગિરિરાજજી ઉપર શ્રીનાથજીના મંદિરમા પધાર્યા, જતી વખતે બધાઓએ જોયા શ્રી ગો બાળકને પણ ખબર મળી, પણ પાછા ફરીથી પધાર્યા નથી લીલામા પધાર્યા આ મહારાજાશ્રીને માનસી સેવા સિદ્ધ થઇ હતી પ્રથમની લડાઇમા શ્રીજીનો હાથી પોતાના હાથીની સાથેજ રાખતા એવા તે ગસેરા પ્રભુની સેવાના અનુભવી હતા

(મહાનુભવી ભગવદ્ ભક્તો દ્વારા સાભળવા પ્રમાણે અને ભાવનાથી માનીએ તો આ મહારાજા પૂર્વના કોઈ શ્રીગો બાળકનો અવતાર હતા )

## મહારાજા માનસિંહજી.

આ મહારાજાએ શ્રીજી તથા શ્રી નૃત્ય ગોપાલજીને પૂર્ણ પ્રેમથી લાડ લડાવ્યામા મણા રાખી નથી શ્રીજીને સુવર્ણ પાત્રમા ભોગ ધરતા ત્યાસુધી વૈભવ વધારી દીધો એવા અનુભવી હતા શ્રી ગિરિરાજથી શ્રી નાથજી મેવાડમા પધારે છે, અને કૃષ્ણગઢ નજીક **પરાસોલી** ગામમા બિરાજે છે, એવી ખબર મળવાથી પૂર્ણ ભક્તિભાવથી શ્રીજીને પધરાવવા સામા ગયા, અને પધરાવી લાવ્યા તે અહીંથી બે મેલ દૂર એક પર્વતની ખીણમા નાના પ્રકારના લતામંડિત સ્થળમા

કે જેને હાલ **"પીતામ્બરજીની ગાલ"** કહે છે ત્યાં બિરાજ્યા આ સ્થળની અલૌકિકતા તથા રમણિયતાનું શું કહેવું ! સુંદર **વટ** વૃક્ષની સઘન છાયા જાણે કંદરા હોયની શું ! તેની ભીતર એક ઉચ્ચ સ્થાન પર કદમની ગાદી ઘટામાં સુંદર કદમખંડી છે, પાસે એક નાનીશી નદી જાણે શ્રી યમુનાજી બિરાજતા હોય તેમ ગમન કરી રહી છે. નાના પ્રકારના વૃક્ષોની લતા તથા વનવેલી જાણે બરસાનાના-પ્હાડમાં ગહવર વન હોયની શું ! તેમ ભાસ કરાવી રહી છે બન્ને બાજુ ઉંચા પર્વતની ખીણ જાણે સાંકરીખોરનું ભાન કરાવી રહી હોય એમ પ્રતિત થાય છે, મયુર આદિ પક્ષીઓ નાના પ્રકારના મધુરા ટુહુકાર કરી રહ્યા છે, (આ સ્થળ કૃષ્ણગઢના પરમ ભાવુક ભગવદ્ ભક્ત જયકૃષ્ણદાસજી-હાલ શ્રી ગિરિરાજજીમાં રહે છે તેમણે સમરાવ્યું હોવાથી હાલ તો સુંદર સ્થળ બન્યું છે ) જે વૈષ્ણવો મથુરા જતા કૃષ્ણગઢ જાય તેમણે તો અવશ્ય આ સ્થળના દર્શન કરવા ચુકવું નહિ. "સંપ્રદાયકલ્પદ્રુમ" નામનો ગ્રન્થ આ મહારાજાના સમયમાં લખાયો છે જેની એક પ્રતિ અહીંની તવારીખમાં હાલ બિરાજે છે શ્રીનાથજી અહીંથી **બાવાળ** પધાર્યા આસ્થળ પણ ઘણું સુંદર છે, ત્યાં કદમની સઘન છાયામાં શીલા ઉપર માત્ર એક દિવસ બિરાજ્યા હતા એમની પછી એમના પુત્ર મહારાજા રાજસિંહજી થયા

## મહારાજા રાજસિંહજી.

આ ધર્માત્મા મહારાજાશ્રી પોતે કોટાસ્થ શ્રી ગૌસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજશ્રી પાસેથી બ્રહ્મસંબંધ લીધા પછીથી શ્રીજીની સ્વયંસેવા બે વખત કરતા પોતાને શ્રીસુદર્શનજીનું સંપૂર્ણ ઇષ્ટ હતુ.

પોતે સુપ્રસિદ્ધ વિદ્વાન્ તેમજ કવિ પણ હતા તેમણે ઘણા પદ—કવિત બનાવ્યા છે વળી આ બાહુબલાવલબી, યુદ્ધવિશારદ, વિરકેસરી, મહારાજા એક સમયે રણ સગ્રામમા ઉપસ્થિત થયા, પ્રચડ યુદ્ધના પરિણામે પોતે એકજ દિવસમા સાત રાજાઓનો શિરચ્છેદ કરી નાખ્યો અને સાત હાથીઓ મુકુટ રહિત કરી દીધા આથી બાદશાહે ખુશી થઇ સાત મહસ્ત્ર પદાવત એનાયત કરી ત્યારબાદ બીજી વખતની લડાઇમા પોતે સ ૧૮૦૫ મા મરાયા

આ ધર્મપરાયણ મહારાજાની રાણી બાંડાવતજી કરીને હતા તે પણ તેવાજ પૂર્ણ ભક્તિ ભાવવાળા ને વિદ્વાન હતા જેમણે શ્રીમદ્ ભાગવત આખુ પદ્યબધ (દોહા, ચોપાઇ, છદમા) રચ્યુ છે જે રાજ્યની તવારીખમા મોજુદ છે

આ મહારાજાને પાચ પુત્ર હતા જેમાના પાટવી કુમાર મહારાજા સુખસિહજી હતા જેઓ સસાર ત્યાગી—વિરક્ત થઇ પ્રભુભજનમાજ જીવન વ્યતીત કરવા નીકળી પડ્યા દ્વિતિય કુમાર મહારાજા **ફતેસિહજી** હતા તે પણ લડાઇમા મરાયા તેમના રાણીશ્રી ડુગરપુરવાળા બાંડાવતજી "**ઉમેદકુવારી**" હતા જેઓ માત્ર ચાર દિવસના સૌભાગ્ય પછી વૈધવ્ય—થવાથી કેવળ ઇશ્વરભક્તિ પરાયણ રહ્યા એઓશ્રી પુરાણ કાવ્યકાર હતા તેમના કાવ્યોના નમુના તરીકે ૮૪, ૨૫૨—વૈષ્ણવની વાર્તા અમોને થોડા વખતથી પ્રાપ્ત થઇ છે જે યથા વકાશે છપાશે તો તેની પ્રસાદી મળશે તૃતીય કુમાર, વિરશિરોમણિ, પ્રચડપ્રતાપી મહારાજા સાવતસિહજી હતા તે ગાદીએ બિરાજ્યા

# માનસી સેવાના મહાનુભવી, વિદ્વત્શિરોમણિ, શીઘ્રકવિ, કાવ્યશાસ્ત્ર વિશારદ, યુધિષ્ઠિર સમાન્ સાક્ષાત્ ધર્મમૂર્તિરૂપ,

## મહારાજા સાવતસિંહજી—વાનપ્રસ્થાશ્રમી હરિ સબંધ નામ—મહાત્મા નાગરીદાસજી

જેની પરંપરા માતુલ ગૃહથી તથા પિત્રવ્યથી સ્વધર્મ પરાયણ, યુક્ત ધર્માવલંબી હોય, તેમના સંતાનો પણ તેવાજ ધર્માત્મા, પવિત્રાત્મા, પૂણ્ય પ્રતિભાશાળી, શુરવિર, ધીર પરાક્રમી હોય તેમા કહેવુજ શું ! સં. ૧૭૫૬ મા આ ભકતરાજનો જન્મ થયો હતો, પંદર વર્ષની ઉમ્મરમા તો તેમણે શૌર્ય ને વીરતાની છટાવાળા અનેક પરાક્રમો બતાવ્યા બાદ દીલ્હીની સંગ્રામ ભુમિમા પરાક્રમની પ્રસાદી ચખાડી આવ્યા પછી શ્રી ગોં શ્રી રણછોડલાલજી મહારાજ પાસે મંત્ર દિક્ષા લઇ શ્રીજી તથા શ્રીનૃત્યગોપાલજીની પૂર્ણભાવથી સ્વયં સેવા શૃંગાર કરી, સ્મરણ કરી, નાના વિધ પદ્ય—કાવ્યો—કીર્તનો બનાવી અનેક ગ્રંથો રચ્યા. જેની કિંચિત પ્રસાદી "નાગર સમુચ્ચય" નામક ગ્રંથ ઉપરથી આપણે જાણી શકીએ છીએ. એવાનો ૫૦ ગ્રન્થો તેમના બનાવેલા છે. લડાઇમા જતા ત્યા પણ સાક્ષાત્ અનુભવ થતો તેમ કીર્તનો રચતા "વ્રજ, નિકુંજની લીલાની ભાવનાના અનેક પદ્યો, બનાવતા (તેવા જ યુગલ સ્વરૂપના ચિત્રો પદ્ય સાથે કૃષ્ણગઢના ખજાનામા બિરાજે છે.) પિતાના ગોલોકવાસ પછી સં. ૧૮૦૫ મા ગાદીનશીન થયા.

૨ આપને ચાર સંતાનો હતા તેમાના એક પુત્ર બાલ્યાવસ્થામા હરિશરણ થયા. બીજા પુત્ર સરદારસિંહજી થયા. એક પુત્રીના લગ્ન

થઈ ગયા હતા બીજી પુત્રીનુ નામ **"ગોપાલકુવરી"** હતુ તેનુ સગપણ જયપુર નરેશ માધોસિંહજી સાથે થયુ પણ લગ્ન થતા પહેલા એ મહારાજા સુરધામ ગમન કરી ગયા હોવાથી આ કુવરીના લગ્ન બીજે સ્થળે કરવાની ગોઠવણ કરવા માડી, પરતુ આ સતી સાધ્વી મહારાજા નાગરીદાસના પવિત્ર રક્તથી સચાલિત થયેલી કુમારીએ માત્ર સાસારિક ક્ષણિક સુખના લોભના પાશમા નહિ ફસાતા સતિત્વ ધર્મને તિલાજલી આપી શકી નહી આ પ્રાત સ્મરણીયા કુમારીએ દ્રઢતા પૂર્વક બીજા સબધનો અસ્વીકાર કર્યો રાજપુત કુલ કમલિની, સતીત્વમાન સવર્ધની બાળાએ પોતે એક ભગવત્સ્વરૂપ શીરોધાર્ય કરી સાસારિક સુખોને ભસ્મ કરી અષ્ટોપ્રહર તે સ્વરૂપની સેવામા મગ્ન રહેવા લાગી ક્યા છે આ ગોપાલ કુમારી ! ક્યા છે આજ કાલની સ્ત્રીઓ ! કોણ તેમના યશોગાન કરે છે પણ–**कीर्तिर्यस्य सजीवति**"

૩ એક સમય જન્માષ્ટમીને દિવસે શ્રીજી, શ્રીનૃત્ય ગોપાલજી પલના ઝૂલે છે અને કીર્તનીઆ કીર્તન કરે છે તેમા એક તુક ગાઈ "'બડભાગી નદ દેતહે સુહમાગી ઠકુરાઇ" યા તુક ગાતા શ્રીજીના કઠમાથી માળા તુટી કે જે સર્વના દેખતા એ કીર્તનીઆને વધાઈમા આપી આવાતો હીડોળાના, ફાગના, વસતના, અનેક પ્રસગો છે

જેમણે પોતાના બાહુબળથી ક્રર વ્યાઘ્રો તથા સિહો વિદારી નાખ્યા છે અનેક શત્રુઓને મહાત્ કરી દીધા છે તેમને સસારી મનુષ્ય જાતીઓના ષડ્રિપુને હણતા કેટલી વાર ! અર્થાત્ ટુક સમયમાજ કામ ક્રોધાદિ રિપુઓને હણી માત્ર એક વસ્ત્ર પહેરી એક ઓઢી એક માથે બાધી, જેના ચરણમા ચાખડી ગોભી રહી છે, ભાલકપાલમા સુદર તિલક મુદ્રા ધારણ કરી છે, કઠમા તુલિરક મૌક્તિક

આભરણો ત્યાગી સુંદર તુલસી કાષ્ટની માળાઓ પરિધાન કરી છે, હાથના કાંડામાં રત્નજડિત કંકણને બદલે તુલસી કાષ્ટના બેરખા શોભી રહ્યા છે જેના મુખમાં નિરંતર "**श्रीकृष्ण शरणमम**" એ અષ્ટાક્ષર મંત્રનો ઉચ્ચાર થઇ રહ્યો છે એવા ધર્મપરાયણ, નૈષ્ઠિક વૈષ્ણવ સં ૧૮૦૮ માં શ્રીવૃન્દાવન પધાર્યા અને બંસીબટમાં કવચિત્ શ્રીમદ્ ગોકુલમાં ઠકુરાણી ઘાટ ઉપર રહેતા મેવાસ્મરણ કરતા નાનાવિધ કીર્તન કરતા વ્રજલીલાના વિનોદમાં વૃન્દાવનમાં નાગરીદાસની કુંજમાં વ્રજવાસી થયા ત્યાં તેમનું સમાધીસ્થાન છે

એ પછી તેમના ભાઇ મહારાજા બહાદૂરસિંહજી ગાદીપર આવ્યા

## મહારાજા બહાદૂરસિંહજી

આ મહારાજાએ રૂપનગરથી સં ૧૮૨૫ ચૈત્ર વદ ૫ શ્રીજીને કૃષ્ણગઢમાં પધરાવ્યા પરંતુ અગ્નિ પ્રકોપ થવાથી પાછા રૂપનગર પધરાવ્યા અને અહીંઆ કિલ્લામાં જે મંદિર હતું તેને સુશોભિત રમ્ય પ્રભુને બિરાજવા લાયક સુંદર સ્થળ તૈયાર કરાવ્યું અને સં ૧૮૨૯ ફાલ્ગુન શુકલ ૯ એ શ્રીને મોટા ઠાઠમાઠથી અનેક રાજાઓને આમંત્રણથી બોલાવી ભવ્ય વરઘોડો કાઢી પધરાવ્યા ત્યારથી હાલ સુધી અહીંજ બિરાજે છે આમની પછી મહારાજા સરદારસિંહજી ગાદી ઉપર આવ્યા

## મહારાજા સરદારસિંહજી.

આ રાજાએ શ્રીને અનેક પ્રકારથી લાડ લડાવી અનેક મનોરથો કરી આનંદ માન્યો પછી મહારાજા બિરદસિંહજી થયા

## ષટ્શાસ્ત્ર વિશારદ, વિદ્વદ્વર્ય, મહારાજા બિરદસિંહજી.

આપે શ્રી ગો. શ્રી વિઠ્ઠલનાથજી મહારાજ પાસે મંત્ર દીક્ષા લેઇ શ્રીજીની સ્વયંસેવા એ વખત નિયમ પૂર્વક કરતા. સંસ્કૃત ભાષાના ખાસ શોખીન હતા. શાસ્ત્ર, પુરાણ, વ્યાકરણનો અભ્યાસ સારો હતો. આપે રસીકકવિવર્ય જયદેવજીકૃત “ ગીતગોવિંદ ” ઉપર સંસ્કૃતમાં લઘુ અને બૃહત્ એમ બે ટીકાઓ કરી છે. બૃહત્ ટીકા કરવા માટે તો આપે બાવન શબ્દકોષ શોધ્યા છે અને પાંડિત્ય પૂર્ણ છટાવાળી સુંદર ટીકા રચી છે. જે ત્યાંના રાજ્યની તવારીખમાં બિરાજે છે. કેટલોક સમય શ્રીની સેવા કર્યા બાદ પોતાના પુત્ર પ્રતાપસિંહને રાજ્ય સોંપી વૃંદાવનમાં વાસ કર્યો અને પોતાના કાકા નાગરીદાસની કુંજમાં નિવાસ કર્યો. પછી ત્યાંજ વ્રજવાસ કર્યો. એ પછી મહારાજા પ્રતાપસિંહજી ગાદીએ આવ્યા.

## મહારાજા પ્રતાપસિંહજી.

આ મહારાજાએ શ્રી ઠાકોરજીની અનન્ય ભાવથી સેવા કરી છે, પ્રભુએ આપને ઘણી વખત સંકટ સમયે સહાયતા કરી છે.

એ પછી મહારાજા કલ્યાણસિંહજી થયા.

## મહારાજા કલ્યાણસિંહજી.

આપ અઢાર વર્ષની ઉમ્મરમાં બ્રહ્મસંબંધ કરી શ્રીજીની સેવામાં ઉપસ્થિત થયા. આપે શ્રીજીના ઉત્સવ, મહોત્સવ, મંદિરની પ્રણાલિકા, નેગ, ભોગ, રાગ, વિગેરે યથાસ્થિત પ્રબંધ રચ્યો અને હિંડોળા

પલના, રથ વગેરેની યોજના કરી અત્યાર સુધી આ મંદિર પોતાનું ઘર ગણાતું તે હવે મંદિરના રૂપમાં ફેરવી દીધું (હાલ પણ જોકે એક વૈષ્ણવનું ઘરમંદિર હાય અને વૈષ્ણવના ઠાકોર હોય તેમ હાલ ના રાજ્યે વર્તે છે એટલે કોઇની ભેટ સામગ્રી લેતા નથી પરંતુ શ્રીજીનો વૈભવ તથા નેગભોગની વ્યવસ્થા શ્રી ગો. બાળકોનું મંદિર હોય તેવુંજ રાખે છે )

આપના વખતમાં કોટાથી અમદાવાદ પધારતા શ્રી નટવરલાલજી દિવસ ચાર સુધી અહી બિરાજ્યા હતા

સાભળવા પ્રમાણે અલવરના મહારાજાએ કોઈ શ્રી ગોસ્વામી બાળક ઉપર પ્રતિક્રમણ કરી રૂપિયા એક લાખ માગ્યા હતા જેની આ મહારાજાને ખબર પડતાજ પોતે એક લાખ રૂપિયા તેને આપ્યા અને મહારાજશ્રીને તે વ્યાધિમાથી મુક્ત કર્યા.

વળી શ્રીનાથજીમાં મેવાડમાં જ્યારે ત્યાના સેવકો-ગુજર લોકો એ ઝઘડો કર્યો તે વખતે પણ આ મહારાજાએ પોતે રાજકીય પેચથી આ લોકોને પકડીને મહાત્ કરી ઝઘડો શમાવી દીધો હતો

આ પછી એમના પુત્ર મહારાજા **મોહોકમસિંહજી** થયા તેમણે શ્રીજીના કુનવારાના ઘણા મનોરથો કર્યા તેમના રાણી બહુ ભાવુક ભક્ત હતા પોતે જુદુ મંદિર બંધાવી અષ્ટોપ્રહર સેવામાં મગ્ન રહેતા.

એ પછી મહારાજા પૃથ્વીસિંહજી થયા

## મહારાજા પૃથ્વીસિંહજી.

આપશ્રીજીની સ્વયંસેવા બે વખત બરાબર સ્નેહપૂર્વક કરતા, આપ સારા કવિ હતા તેમણે ઘણા કવિત વગેરે પદ્યો બનાવ્યા છે.

પોતાના ગુરૂગૃહ કોટાની વંશાવળીનું સુંદર કવિત આપે બનાવ્યું છે

અગ્નિરથની યાત્રા—રેલગાડી આપના વખતમાં શરૂ થઈ

જેપુરથી શ્રીગોકુલચંદ્રમાજી તથા શ્રીમદનમોહનજી જેપુર રાજાના ઉપદ્રવથી ઉઠયા ત્યારે અહીં પધાર્યા અને રથયાત્રાનો ઉત્સવ પણ અહીં થયો પછી થોડો વખત અહીં બિરાજ્યા આ મહારાજાએ હમેશાં અહીં બિરાજવા ઘણો આગ્રહ કર્યો પણ પ્રભુ ઈચ્છા બિકાનેર પધારવાની હોવાથી ત્યાં પધાર્યા હાલ પણ આ બન્ને બેઠકોના સ્થળો સુરક્ષિત છે અને રાજ્ય તરફથી એક બ્રાહ્મણને નિયત કરી સેવા કરવાની વ્યવસ્થા રાખી છે બિહારીપોળ પાસે તળાવ ઉપર સ્ટેશન તરફ જતા રસ્તા ઉપર જ એક સુંદર બગીચામાં વૃક્ષોના લતામંડપમાં બન્ને બેઠકો આવેલી છે આપને બે પુત્રો હતા ૧ મહારાજા શાર્દૂલસિંહજી ૨ મહારાજા જવાનસિંહજી—દિક્ષિતજી હતા

## સ્વધર્મ નિષ્ઠ, મહારાજા શાર્દુલસિંહજી.

આપશ્રીએ શ્રીજીની સેવાના સાહિત્યો પલના, હિંડોળા, ડોળ રથ વગેરે અવનવી ભાતના સિદ્ધ કરાવી શ્રીજીને અર્પણ કર્યાં તથા અનેક પ્રકારનું જવાહીર એનાયત કર્યું ઘણા મનોરથો કર્યા વળી શ્રી ગો શ્રી કનૈયાલાલજી મહારાજને ડોળ ઝલાવી અપૂર્વ મનોરથ કરી અનંદ આનંદ લૂટયો

આપશ્રીના કનિષ્ટ બંધુ મહારાજા જવાનસિંહજી મહાન્ ધર્મનિષ્ટ, અનન્ય ભક્ત હતા પોતાને સ્વય પોતાનુંજ મંદિર કરી સેવા કરવાની આકાંક્ષા થવાથી પોતાના વડીલ બન્ધુ પાસેથી શ્રી નૃત્યગોપાલજીના સ્વરૂપની માગણી કરી, જો કે અત્યાર સુધી શ્રીજી (આ લેખમાં જ્યાં શ્રીજી એમ લખ્યું હોય ત્યાં શ્રીકલ્યાણરાયજી

સમજવુ) તથા શ્રી નૃત્યગોપાલજીનુ મંદિર એ જુદા હોવા છતાં એકજ મનાતા પણ મહારાજા જવાનસિંહજીની આકાંક્ષા પૂર્ણ કરવાથી શ્રી નૃત્ય ગોપાલજીનુ મંદિર તેમને સોંપ્યુ આ મહારાજા બન્ને વખત બેઉ મંદિરોમા પોતે જાતે શ્રીને જગાડ્યાથી પોઢાડવા પયતની સેવા કરતા સં ૧૯૩૬ પોષ સુદ ૮એ મંદિર તેમને માથે નિયત થયુ એટલે પોતાની ઇચ્છા પ્રમાણે સુધારો કરી સં –૧૯૩૭ ના ભાદરવા વદ ૮ શ્રી ગો શ્રી કન્હૈયાલાલજીને પધરાવી મોટો મનોરથ માની શ્રી નૃત્ય ગોપાલજીને પધરાવ્યા

સેવાના અનવસરમા સંધ્યા, અગ્નિહોત્ર, વગેરે નિત્ય નિયમ કર્યાં બાદ પ્રસાદ લેઈ ગોવર્ધનચોકમાજ પોતે સુઇ રહેતા કે જેથી ઉત્થાપન સમયે જલદીથી સેવામા પ્રવૃત થઇ શકાય

## છપ્પનભોગ

સં ૧૯૪૭ના પોષ સુદ ૧૨ શ્રીજીના છપ્પન ભોગનો મનોરથ માન્યો ઘણા શ્રીગો–બાળકો તથા અનેક રાજાઓને આમંત્રણ આપી પધરાવ્યા બહાર ગામથી અસંખ્ય વૈષ્ણવો આવી પહોચ્યા તે દરેકનો યોગ્ય રીતે પ્રબંધ કર્યો ગામના દરેક લોકોને આજ્ઞા ફરમાવી કે તેમણે તમામ કેસરી વસ્ત્રો પરિધાન કરીનેજ મંદિરમા આવવુ કેસરી વસ્ત્રો રાજ્ય તરફથી રંગી આપવાનો પ્રબંધ કરાવી દીધો અને મોટા દોર દમામથી, પુર ભપકાથી અનેક હસ્તીઓ, અશ્વો, પ્યાદલ સૈનિકો, શ્રીગો બાળકો, રાજા, મહારાજાઓ તથા વૈષ્ણવોની દરિયાવ મેદિનીથી શ્રીજીનો વરઘોડો આખા શહેરમા થઇ નિયત કરેલા સ્થળ ફૂલ મહેલમા ઉતર્યો ત્યા શ્રીજી નાના વિધ સામગ્રીનો છપ્પનભોગ આરોગ્યા આવો મનોરથ કોઇ રાજા રજવાડામા થયો હોય એમ

ઇતિહાસના પાનામાકે વૈષ્ણવોના મુખારવિંદથી સાભળ્યુ નથી આ
મનોરથમા લગભગ એક લાખ રૂપિયાનો ખર્ચ થયો હશે.

### સોમયજ્ઞ

સ -૧૯૫૨ ના વૈશાક માસમા તેમણે એક સોમયજ્ઞ કરવાનુ
કાર્ય ઉપાડયુ જે વખતે પણ ઉપર પ્રમાણે મહાન્ ઉત્સવથી સામ
યજ્ઞ કર્યો જે ભગવાન્ ઉપર શ્રદ્ધા રાખે છે, ભગવત્પરાયણ હોય છે,
તેને પ્રભુ લૌકિક, અલૌકિક બને ફળ આપે છે ઉક્ત મહારાજાશ્રીને
ત્યા સોમયજ્ઞની પ્રસાદી રૂપે, પુત્ર સમયે સ -૧૯૫૩ મા એક પુત્રરત્નની
પ્રાપ્તી થઇ, જેનુ નામ આપે **"યજ્ઞનારાયણસિંહ"** એવુ રાખ્યુ
કારણ કે તે સામયજ્ઞની પ્રસાદી હતી શુભ કાર્યોના ફળ પણ તેવાજ
હોય છે આ પુત્રરત્ન મહારાજા યજ્ઞનારાયણસિંહજી એક ધર્મ પરા-
યણ, અનન્ય વ્રત ધારી, નૈષ્ટિક વૈષ્ણવ છે સાપ્રદાયિક ઘણા ગ્રથોનો
અભ્યાસ તેમણે કર્યો છે અને બહુ ભાવુક-કલિયુગના સમયમા તેમાએ
વળી રાજાઓમા આવો દાખલો કવચિતજ હોય છે

---

## ભગવદ્ધર્મ પરાયણ, સ્વધર્મ નિષ્ઠ,

## નૈષ્ઠિક વૈષ્ણવ, વર્તમાન મહારાજા શ્રીમદનસિંહજી

આ મહારાજાના પિતાશ્રી શાર્દૂલસિંહજીને નામદાર બ્રિટીશ સર-
કારે જી સી આઈ ઈ તથા વર્તમાન મહારાજાને મેજર સર મદન-
સિંહજી સાહેબ બહાદુર, કે, સી, એસ, આઈ. કે સી, આઈ, ઈ ની
ઉપાધિથી નવાજ્યા છે પરતુ આપણે તો તેમને માનસી સેવાના મહાનુ-
ભવી, ભગવદીય રાજા આનદકરણજીના ભાણેજો તથા ભક્ત શિરોમણિ,
પ્રજાવત્સલ, ધર્મપરાયણ, મહારાજા-રૂપસિંહજી તથા ધર્માત્મા, મહાત્મા

નાગરીદાસજીના પ્રપૌત્રો તરીકેજ અને નૈષ્ઠિક ને શ્રદ્ધાળુ, પૂર્ણ ભાવિક ને પ્રેમી વૈષ્ણવ તરીકેજ ઓળખીશુ કારણકે—

બે બે વખત પશ્ચિમની ભુમિનો પ્રવાસ તથા રણક્ષેત્રમા જઇ આવ્યા છતા સ્વધર્મથી લેશ પણ ચ્યુત થયા નથી

સ —**૧૯૬૫** નીસાલમા શ્રી મથુરાધીશ શ્રીજીદ્વારથી શ્રી વ્રજમા પધારતા આ સ્થળે પધાર્યા ત્યારે સ્વધર્મ પરાયણ આ મહારાજા પોતાની ગુરૂભક્તિની પ્રતીતિ દર્શાવવા સપૂર્ણ ભક્તિભાવથી ચતુર્અ-શ્વના મનોહર રથમા પધરાવી પોતે સારથિ બની જઇ, જેમ "શ્રીકૃષ્ણ ભગવાનનો રથ **અર્જુન** ચલાવતા હોયની શુ ! એમ શ્રીને પધરાવી લાવ્યા નાના પ્રકારના મનોરથો માની અનવધિ આનદસાગરમા ડૂબવા લાગ્યા અને જીવનને ધન્ય ધન્ય માનવા લાગ્યા શ્રી મથુરા ધીશ વ્રજમા પધાર્યા ત્યારે વિદાયગીરીમા નાનાવિધ ભેટ શ્રીના ચરણમા અર્પણ કરી, શ્રી ગુરૂદેવ શ્રીરણછોડલાલજી મહારાજશ્રીને પણ પોતે તથા જનાના સરદાર શ્રી મહારાણીજીએ અનેક પ્રકારની ભેટ ધરી જીવન કૃતાર્થ કર્યુ

## દિગ્ વિજય,

સ **૧૯૭૦–૭૧** મા યુરોપી વિગ્રહમા નામદાર બ્રીટીશ સરકારને પોતાના બાહુબળની પરિક્ષા આપવા આ સ્વાર્થ ત્યાગી, પરોપકારી, રણવીર શુર, મહારાજા પશ્ચિમના પ્રદેશમા પધાર્યા અને ફ્રાન્સની રણભૂમીમા શત્રુદલની સામે પ્રચડ નાદ કરી, તુમૂલ યુદ્ધ કરી, ગોળી-ઓના અનવધિ વર્ષણમા સામી છાતીએ ઝૂઝી શત્રુ સેનાને વિદારી દિગ્વિજય મેળવ્યો આ ભગવદ્ધર્મ પરાયણ મહારાજાને રણભુમિમા

પણ પોતાના શ્રી ઠાકોરજીનુ વારંવાર સ્મરણ રહેતુ અને આ સમયની યાદગિરીમા પોતે વિલાયતથી હિરાનો મોર મુગટ એક લાખ રૂપિયાના ખર્ચે એવોનો સુદર કરાવી લાવ્યા છે કે જાણે એક નાનો શો મોર હોયની શુ ! તદ્દન્ દેખાય છે

## શ્રીપુરૂષોત્તમ માસ અને નાના વિધ મ ારથો

અત્યાર પૂર્વે કોઇ વખત નહિ થયેલા—( નવીનપ્રથા ) એવા સ ૧૯૭૬—૭૯ના અધિક માસમા જેમ શ્રીજીની પ્રેરણા થઇ હોયની શુ ! તેમ દરરોજ નાના પ્રકારના મનોરથો કરી પ્રભુને પ્રસન્ન કર્યા પોતે દર વરસે મોટા ખર્ચ એક હીડાગનો મનોરથ કરાવવાનુ પણ શરૂ કર્યુ છે વળી વારંવાર નાના પ્રકારના હીરક, માકતીક, આભ્રણ પણ શ્રીજીને સમર્પી જાય છે થોડાક વખત ઉપર શ્રીજીએ પ્રગટ પરચો બતાવી એ હીરક આભરણ માગી લીધા એમ વારવાર બહુ મૂલ્ય ઝવેરાત શ્રીજીને આ મહારાજાએ ભેટ કર્યુ છે શ્રીજી પોતાનુ સર્વસ્વ ધન છે એમ પોતે માને છે હમણાજ શ્રી મહાપ્રભુજીને પધરાવવા સુવર્ણનો મગલો પદર હજારનો ઉત્તમ કારીગીરી ને સુદર નકશી, ચિત્રકામથી અલકૃત મમગાવી શ્રીને અર્પણ કર્યો જેમા શ્રી મહાપ્રભુજી બિરાજે છે આવા આવા તો અનેક કાર્યો આ મહારાજાઓના સાભળ્યા પણ ગ્રન્થ વિસ્તારના ભયથી પ્રસાદી રૂપ કિચીત્ દર્શાવ્યુ છે.

## ચુસ્ત ધર્માવલબી મહારાજા યજ્ઞનારાયણસિહજી.

પોતે વર્તમાન મહારાજાના ભત્રિજા થાય છે જેમને શીરે શ્રીનૃત્ય ગોપાલજી બિરાજે છે પોતે અનન્ય ભગવદ્દભક્ત છે સામ્પ્રદાયિક ગ્રન્થો તથા કીર્તનોનો અભ્યાસ સારો છે ઉમ્મર નાની હોવા છતા શુદ્ધ ધર્માવલબી હોઇ નૈષ્ટિક વૈષ્ણવ તરીકેનુ વર્તન રાખે છે, સ્વધર્મ પ્રત્યે

શ્રદ્ધા મારી છે હાલના જમાનાના વૈષ્ણવ યુવકોને જ્યારે ધર્મ ઉપર શ્રદ્ધા નથી ત્યારે આવા રાજા–રજવાડામા તો ક્યાથી આશા રખાય ! છતા પણ કૃષ્ણગઢના રાજકુટુંબોમા એ પવન ફેલાયો નથી એ શ્રીજીની પૂર્ણકૃપાએ વ રા ઉપર છે જેની પ્રતિતી થાય છે

## રાજા તથા પ્રજાપ્રેમ ને સ્વધર્મ ભાવના.

હુ કૃષ્ણગઢ ગયો, ત્યા મે જે અવલોકન કર્યુ તેનો નમુનો જણાવવાની જરૂર છે એમ માની દર્શાવુ છુ

રાજ્યના અમલદાર તથા કારકુન વર્ગનો મોટો ભાગ વૈષ્ણવોનો છે, તેમણે ધર્મના સિદ્ધાન્તો જાણવાજ જોઇએ એમ તેઓ સમજે છે રાજ્યની કોર્ટમા કોઇ અરજી કરે તો તેના ઉપર **"શ્રીનાથજી"** એમ લખવુજ જોઇએ, તેમ ના લખ્યુ હોય તેની અરજી રીતસરની ગણાતી નથી ગામના વૈષ્ણવો પરસ્પર મળે તો તેમણે "જયશ્રી કૃષ્ણ" કરવાજ જોઇએ વૈ શીવાયનો અન્યવર્ગ મળે તો તેણે પણ જય શ્રી કૃષ્ણ અથવા તો હાથ જોડવાજ જોઇએ પણ પશ્ચિમની અને હાલની પ્રચલિત રૂઢી **સલામ કરવાની** નહિ, **સલામ તો કોઇપણ પ્રજા નજ કરે.**

રાજ્ય કર્મચારીઓ યાતો પ્રજા પ્રસગોપાત મહારાજાને મળવા જાય ત્યારે પણ સલામ નહિ કરતા હાથ જોડે આશ્રિતવર્ગ બ્રાહ્મણ આદિ જે આશિર્વાદ આપવા આવે તે પણ હાથ જોડી "**શ્રીજી શ્રીનાથજી શ્રીગોવર્ધનનાથજી સદા સહાય**" એમ ઉચ્ચાર કરે પણ સલામ અથવા તો આત્મશ્લાઘાની પ્રશસા તો નહિજ ઉત્તરમા દરબાર દંડોત કરે રાણીવાસમા પણ તેમજ

વાચકો ! રાજા રજવાડામા જોઇએ તો ઉદેપુર, ભરતપુર, કૃષ્ણ

ગઢમા હજુ પશ્ચિમનો પવન ફેલાયો નથી, તેમાયે પણ કૃષ્ણગઢમા તો પશ્ચિમનુ ખોટુ અનુકરણ દેખાતુજ નથી

અમારા પોતાના ઘણી વખતના જાતિ અનુભવથી અમો કહેવાને હિમ્મત ધરીએ છીએ કે સપૂર્ણ ને કટ્ટા પરંતુ સ્વધર્મ પાળતા હોય, માનતા હોય, તદ્વત્ વર્તનમા મુક્તા હોય, અને ગુરૂ ઉપર પણ સર્વાશે શ્રદ્ધા ને ભાવના હોય, પ્રભુની સેવા–દર્શન–સ્મરણ, સપ્રદાયનુ રહસ્ય, ને સિદ્ધાન્તો–ગ્રન્થોનુ અવલોકન કર્યુ હોય, આ રાજ્ય, ગૃહ ને ધન વગેરે લૌકિકમા દેખાતુ માત્ર પ્રભુનુ છે, ને અમો તેમની આજ્ઞાથી ફક્ત વ્યવહાર ચલાવી શકીએ છીએ એવી માન્યતા હોય, તો કોઇપણ રાજા રજવાડામા આ **કૃષ્ણગઢ નરેશોજ ધર્માત્મા, શ્રદ્ધાળુ ને નૈષ્ઠિક વૈષ્ણવો એકકા છે** એમ કહેવામા કોઇપણ જાતની અતિશયોક્તિ નથી **પ્રજા તથા રાજા ઉભયે પૂર્ણ ધર્માત્માઓ છે.**

હાલના મહારાજા હરરોજ સવારે ૪ વાગે ઉઠી ૨–થી ૨ાા કલાક સેવા સ્મરણ કરે છે, દરરોજ દર્શન કરવા આવે છે જમતી વખતે બને વખત પ્રથમ મહાપ્રસાદ લે છે વળી દરસાલ શ્રીજીને મોટી રકમની ભેટ કરતાજ રહે છે પોતે બે વખત વિલાયત ગયા હતા ત્યા પણ તેઓ હમેશા સેવા, સ્મરણ વગેરે આન્હિક વિધિ પુરસ્સર કરતા સાભળવા પ્રમાણે ફ્રાન્સની રણભુમિમા પણ એ વખત શ્રીજીએ પરચો જણાવ્યો હતો પોતે વિલાયતથી પણ હિન્દુસ્તાનની ઉત્તમ કારીગરી વાળા હાથી દાત ઉપરના શ્રીરાધાકૃષ્ણના સુદર ચિત્રો ૨૦–૨૦ પૌડ ન્યોછાવર આપી પધરાવી લાવ્યા છે (જેના દર્શન કરવા હુ ભાગ્યશાળી થયો હતો)

વળી ૫–૭ બાબતો આ રાજ્યમા ઘણી સારી જોવામા આવીું

૧ કોઈ પણ કાગળ ઉપર "**શ્રીનાથજી**" એમ લખવુજ જોઇએ ૨ દરેક જણ જયશ્રીકૃષ્ણ કરે છે, ૩ અભક્ષ્ય પદાર્થ ગ્રહણ કરતા નથી, ૪ દારૂની દુકાન તો જણાતીજ નથી ૫ હૅટ–ટોપો (સાહેબ લોકો પહેરે છે તેવો) કોઈ પહેરતા નથી, (માત્ર ૪ જણ પહેરે છે) ૬ ઓફીસોમા દરેક જણ તાંબાના કરવા વડે ઉંચેથી જળ પીએ છે આપણે કોર્ટોમા જઇએ છીએ તો અમલદારને સલામ કરીએ છીએ પણ અત્રે તો પ્રથમ "જય શ્રીકૃષ્ણ" કરે છે એ પ્રથા બહુ સારી છે ટુકમા સ્વધર્મના સિદ્ધાન્તોનુ સપૂર્ણ પરિપાલન અહીં થાય છે

બહાર ગામથી આવનાર વૈ ને ઉતારા માટે 'વૈષ્ણવશાળા" સ્થાન નિયત કરેલુ છે વળી શ્રીમદનમોહનજીના મદિરમા પણ ઉતારો થઈ શકે છે

## સામ્પ્રદાયિક મદિરો તથા બેઠકો.

૧ **શ્રીકલ્યાણરાયજીનુ મદિર**—મહાન્ તેજોમય લાવણ્યયુક્ત ચતુર્ભૂજ શ્યામ સ્વરૂપ, શ્રીગુસાઈજીના સેવ્ય તથા શ્રીસાતેલાલજીએ સેવેના બિરાજે છે ગ્વાલમડળીમા શ્રીનાથજી મથુરામા સતધરામા શ્રીગુસાઇજીને ઘેર હોરી ખેલેલા તે વસ્ત્ર, બસી, શ્રીમહાપ્રભુજી, શ્રી ગુસાઈજીના શ્રીહસ્તાક્ષરો, શ્રીગોપીનાથજી–શ્રીદીક્ષિતજીના શ્રીપાદુકાજી વગેરે બિરાજે છે

૨ **શ્રીનૃત્ય ગોપાલજીનુ મદિર**—રાજા આશકરણજીની ગ્વાલમડળીમા આ સ્વરૂપ પ્રથમ બિરાજતા

૩ **શ્રીમહાપ્રભુજી**—પ્રાચીન ચિત્ર સ ૧૫૬૭ મા પ્રસિદ્ધ મુસવ્વર–હોનહારે ચિત્રેલુ

૪ **શ્રીમદનમોહનજીનુ** મદિર—રાજ્ય તરફથી નેગ ભોગના

ખર્ચ માટે જાગીરની વ્યવસ્થા કરેલી છે હાલ મોટાવાળા શ્રી વહુજી મહારાજને અર્પણ કરેલુ છે

૫ **શ્રીવ્રજરાજજી**નુ મંદિર—ઘણા વખત પૂર્વે મોતીરામનાજર કરીને રાજ્યના મોટા અમલદાર થઈ ગયા તેમણે પોતાના સ્વઉપાર્જીત દ્રવ્ય તથા રાજ્યની સહાયતાથી મોટુ ભવ્ય મંદિર બંધાવ્યુછે. આ મંદિર ગો શ્રીજીવનલાલજીના વહુજીને અર્પણ કર્યું છે

**૬ શ્રી ગોવર્ધનનાથજીનુ મંદિર.**

**૭ શ્રી દ્વારકાનાથજીનુ મંદિર.**

૮ **શ્રીનાથજીની બેઠક**—મેમન દૂર પર્વતની ખીણમા આ મનોહર રમ્ય સ્થળ છે (જુઓ (પૃ ૩૪–૩૫ મા) આ સ્થળે દરેક વૈષ્ણવે અવશ્ય દર્શન કરવા જવુ જોઇએ

૯ **શ્રીગોકુલચંદ્રમાજી** તા **શ્રીમદનમોહનજીની** બેઠકો. તળાવ ઉપર સ્ટેશનના રસ્તામાજ છે

૧૦ **શ્રીમથુરેશજીની બેઠક**—તળાવ ઉપર સામી બાજુએ સુરક્ષિત સ્થળે છે

## ચિત્ર અને ચરિત્ર પરિચય

અત્યાર પૂર્વે કોઈ પણ ઠેકાણે શ્રી સૂરદાસજીનુ ચરિત્ર આવા રૂપમા લખાયુ હોય તો તે આ પ્રથમજ છે છુટા છવાયા લેખો—માસિકો ઈત્યાદિમા છપાયા હશે પ્રભુ કૃપાથી આવો સુયોગ, લેખકો (રા નૃસિંહ પ્રસાદ તથા પ્રો જેઠાલાલભાઇ) નો પ્રાપ્ત થયો ને મહાનુભાવી ભગવદ્ ભકતની વાણીને વ્યકત કરવાનો પ્રસંગ મને મળ્યો તેથી હુ પોતે કૃતાર્થ થયો છુ એમ માનુ છુ, અને વૈષ્ણવ વાચકોની સેવા કરવા આ પુસ્તકમા કચાશ રાખી નથી

અત્યાર પૂર્વે કોઇ પણ સ્થળે શ્રીસુરદાસજીનુ અસલ ચિત્ર—

(કલ્પિત નહી ) જોવામા આવ્યુ નથી ( હાલના નૉવેલો—નાટકોમા કલ્પનાના ચિત્રો મુકાય છે તેમ અમે કર્યુ નથી ) તે માટે ખાસ કૃષ્ણગઢ જઇ ૧૫ દિવસ રહી, અનેક રાજકર્મચારીઓને મળી, મહારાજાની મુલાકાત લીધી અને આગળ જણાવી ગયા તેમ સમ્રાટ અકબરે સમરાવેલુ આ ચિત્ર –

**" विरहानल उरमें जरे, बहे नेन जलधार**
**अचरज कोनज सूरको उधोको अवतार "**

મહારાજા પાસે માગ્યુ ઘણીજ આનાકાની અને બે કનાકના સવાલોના અને ' ચિત્ર તો બહાર નહી કાઢીએ એ અમારૂ સર્વસ્વ છે " પણ કોઈ ફોટાવાળાને અહી અમારા મહેલમા જ બોલાવી ફોટો ઉતારી લ્યો એમ આજ્ઞા મળી, જેથી મહાન્ પરિશ્રમે અને ખર્ચે આ ચિત્ર સપાદન કરી વૈષ્ણવોને દર્શનાર્થે આ પુસ્તકમા આપ્યુ છે ( ચિત્ર પ્રાપ્ત કરવામા અમને થયેલ અથાગ પરિશ્રમની આત્મશ્લાઘા વ્યક્ત કરવાની જરૂર નથી )

## આભાર દર્શન

આ ગ્રન્થના લેખકો—ગ નૃસિંહદાસ ભાણજી ના પ્રો જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ, એ એમનો આભાર માનવાની તો ચાલુ પ્રથાજ છે, બાકી દરેકે પોતાની ફરજ વાણી દ્વારા વ્યકત કરી છે છતા પણ આટલો પરિશ્રમ કર્યો તે આભારવશ્ય મનાય જ

ચિત્ર માટે તો કૃષ્ણગઢ મહારાજાના પરિચારકો "શ્રી મોહન લાલજી" ( પ્રાઇવેટ સેક્રેટરી) પરમ વૈ દુલારભાઈ, ખજાનચી, બીરધીચદજી, તથા અન્ય વૈષ્ણવો તથા પરમ ભગવદીય હાલના અમારા ત્યાગી, વિરક્ત, તાદશીય, મહાનુભાવી જયકૃષ્ણદાસજી કે જેમનુ અમારે પ્રથમ પીછાન હતુ તે, અને તેમના દ્વારા તેમનાજ નામથી

સહાયથી તેમના ચિ બ્રીજમોહનદાસની પીછાનથી અનેક જણને મળી આ ચિત્ર પ્રાપ્ત થયુ છે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ અને વર્તમાન મહારાજા શ્રીમદનસિંહજીનો આવા ચિત્રોના સંગ્રહ માટે તથા ઉદારતા માટેનો ઉપકાર વ્યક્ત કરવાના શબ્દો નથી મળતા એમ કહેવુ પડશે કારણકે આવા મહાન્ રાજા-ઓને મળવા જવુ એ "સિંહની ગુહામા હાથ ઘાલવા જેવુ ગણાય"

સિંહ પાસેથી શીકાર મેળવવો એ ગગન કુસુમવત્ મનાય હાલ તો કેટલાક વૈષ્ણવો પુસ્તકો તથા ચિત્રો આપતા નથી, તો મને આ નિધિ આવા સ્થળેથી પ્રાપ્ત થવી એ દુર્લભ હોય છતા સ્વરૂપોની સેવા માટેના આવા કાર્યોમા પ્રભુ તથા ભક્તો સહાયતા કરે છેજ

અંતમા આ ગ્રન્થરૂપી સેવાની સામગ્રી એકત્ર કરવામા વૈષ્ણવોની કૃપાથી મને પ્રાચીન ચિત્રોના દર્શન, શ્રી મહાપ્રભુજીના દર્શન, રથયાત્રાના દર્શન, શ્રીનાથજીની બેઠકના દર્શન, અનેક વૈષ્ણવને ભગવદ્ સ્મરણ તથા યાત્રા થઈ તે, તથા વર્તમાન મહારાજાએ પોતે કૃપા કરી પોતાના નિત્યનિયમની ખાસ સેવામા બિરાજતા શ્રી મહાપ્રભુજીનુ ચિત્ર કે જે ઉજ્જનની બેઠકમા પીપળાના વૃક્ષ નીચે આપશ્રી બિરાજે છે તેવો ભાસ આપતા, તેના દર્શન વગેરે જે અલભ્ય લાભ મને પ્રાપ્ત થયો છે એ આ ગ્રન્થોરૂપી વૈષ્ણવોની સેવા કરવાનુ ફળ પ્રાપ્ત થયુ છે એમ માની હુ કૃતાર્થ થયો છુ

| | |
|---|---|
| દેવશયની એકાદશી<br>સં ૧૯૮૦<br>**અમદાવાદ** | લી આપનો કૃપાકાક્ષી, દાસાનુદાસ,<br>વૈષ્ણવ **લલ્લુભાઈ છગનલાલના**<br>ભગવત્સ્મરણ |

# અનુક્રમણિકા

પૃષ્ટ

———— o ————



सूरदासजी, महानुभवी

विरहानल उरमे जरे वहे नेन जलधार ।
अचरज कोनज सूरको उधोको अवतार ॥

Lakshmi Art, Bombay 8

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥



श्रीमद्वल्लभाचार्यजीना अनन्य सेवक

महानुभाव-कविकुल मुकुटमणि-

# श्रीसूरदासजीनुंजीवनचरित्र.

॥ अथ मंगलाचरण ॥

नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम्।
लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम् ॥

## ॥ राग बिलावल ॥

चकइरी चलि चरन सरोवर जहां न प्रेम वियोग ॥
तहां भ्रम निशा होत नहि कबहु वे सायर सुख जोग ॥१॥
तनकसे हस मीन सब मुनीजन नख रवि प्रभा प्रकाश ॥
प्रफुल्लित कमल निमेष न शशीअरु गुंजत निगम सुवास ॥२॥
जिहीं सर सुभग मुक्ति मुक्ताफल सुकृत विमल जल पीजे ॥
सो सरछांडा कुबुद्धि विहगम यहा रहि कहा कीजे ॥३॥
तहां श्री सहस्र सहित नित क्रीडत शोभित सूरजदास ॥
अब न सुहाय विषयरस छिल्लर वा समुदकी आस ॥४॥

चरणकमल बंदौ हरि राइ ॥
जाकी कृपा पंगु गिरि लंघै अंधेको सबकछु दरशाईः ॥ १ ॥
बहिरौ सुने मूक पुनि बौले रक चलै शिर छत्र धराइ ॥
सूरदास स्वामी करुणामय बारबार बन्दा तेहिपांई ॥ २ ॥

# પ્રકરણ ૧ લું.

## સૂરદાસજી વિષે ભિન્ન ભિન્ન લેખકોએ લખેલી ઘટના.

હિન્દી સાહિત્યના સંપૂર્ણ કવિઓમા, અને ભારતના સંપૂર્ણ ભગવદ્ ભકતોમા, પ્રથમ પંકિતના કવિ-ભકત શ્રીમાન્ મહાત્મા સૂરદાસજી છે આ મહાપુરૂષ વિષે જુદા જુદા વિદ્વાનોએ જુદો જુદો મત દર્શાવ્યો છે, પ્રસિદ્ધ ભકતમાળના રચનાર ભકતશિરોમણી નાભાજીએ, પોતાની "ભકતમાળ" મા સૂરદાસનુ મૂળ નામ મદનમોહન અને જાતિના સુરજધ્વજ બ્રાહ્મણ હોવાનુ વર્ણ્યુ છે તેમની પુર્વાવસ્થામા તેઓ અતિ સ્વચ્છંદી હોવાને પરિણામે સ્વઇચ્છાથી નેત્રવિહીન થયા હતા એમ નીચેની આખ્યાયિકાથી જણાવે છે

ક દિલ્હી શહેરની નજીક કોઈ ગામમા **મદનમોહન** નામનો [1]**સૂરજધ્વજ બ્રાહ્મણ** રહેતો હતો, તેને જુવાનીમા જ્યા ત્યા સ્વતંત્ર ફરવાનો બહુ શોખ હતો. એક વખત

---

[1] આ જાતિ ઉત્તર હિન્દુસ્તાનમાં અને વિશેષ ભાગે ભરતપુરના રાજ્યમા છે રહેણી-કરણી, કાયસ્થને મળતી છે – લેખક

દિલ્હી શહેરમા ફરતા ફરતા અચાનક એક શાહુકારની હવેલીમા ફરતી, શાહુકારની સ્ત્રી ઉપર દ્રષ્ટી જતા, તેના સ્વરૂપમા આસક્ત થઈ ગયો, અને ત્યાજ તેમના સામેજ એક નજરે ધ્યાન ધરીને ઉભો રહ્યો થોડો સમય વિતતા તે સ્ત્રીનો સ્વામી ઘેર આવ્યો અને જ્યારે જોયું કે, એક અજાણ્યો પુરૂષ મારા ઘર સામે નિહાળતો એક ચિત્તે ઉભો છે ત્યારે તેમની પાસે જઈ વિનીત ભાવથી પૂછ્યુ કે, મહારાજ ! આપ આવી સ્થિતિમા અત્ર કેમ ઉભા છો ! અને આપની શુ ઈચ્છા છે ! તે સાભળી મદનમોહને કહ્યુ કે, " આ હવેલીમા એક સુદર સ્ત્રીછે તેને જોઈ હુ મોહિત થયો છુ તે મને પ્રિય લાગવાથી તેને જોવા ઉભો છુ

આ સાભળી બ્રાહ્મણોમા પુજ્ય બુદ્ધિ રાખનાર ગ્રહપતિ તો ચુપ થઇ રહ્યો પરતુ આજુબાજુના મનુષ્યો એકત્ર થઇ ગયા, તથા મદનમોહન તરફ ધિક્કારની નજરે જોતા કેટલાક દુર્વચનો સભળાવવા લાગ્યા છતા મદનમોહન તો અડગ ત્યાથી ખસ્યોજ નહીં ત્યારે તે શાહુકારની સ્ત્રીએ બહાર આવી હાથ જોડી કહ્યુ કે, વિપ્રરાજ ! આપની મને શી આજ્ઞા છે ! ફરમાવો, દાસી સેવામા તત્પર છે ત્યારે મદનમોહને પોતાના કહેવા મુજબ વર્તવાની તે સ્ત્રી પાસે પ્રતિજ્ઞા કરાવી સ્ત્રીએ જ્યારે ઈશ્વર સાક્ષીથી તેના કહેવા મુજબ વર્તવાની હા કહી, ત્યારે તેમણે તેની પાસે બે સોયા

મગાવ્યા, અને પોતે સુઈ ગયા પછી તે સ્ત્રીને આજ્ઞા કરી કે,મારી છાતીપર બેસી બન્ને સોયા મારી બન્ને આખોમા ઘોચી દે સ્ત્રી વચન બદ્ધ થવાથી, તેમના કહેવા મુજબ બન્ને નેત્રોમા સોયા ઘોચી દીધા બસ ? ત્યારથી મદનમોહન મટી સૂરદાસ થઈ ગયા લોકોમા હાહાકાર થઈ રહ્યો, જે લોકો થોડો સમય અગાઉ ઘૃણિત દ્રષ્ટિથી જોતા હતા તે દયા દ્રષ્ટિથી જોવા લાગ્યા. એક વૃદ્ધ પુરૂષે આવીને કહ્યુ કે, મહારાજ ! તમોએ આ અતિ અઘટિત કાર્ય કર્યું છે, આવુ નહોતુ કરવુ સૂરદાસે ઉત્તર આપ્યો કે, જે થયું તે ઠીકજ થયું છે ન આખો હોય કે હુ દેખુ અને સ્વરૂપાસકત થઇ પાપમા પડુ, જો આખો હતી તો આ સ્ત્રીમા મને મોહ થયો, પરતુ પ્રથમથીજ આખો ન હોત તો, આવો સમય આવવા સભવજ ન હોતો, માટે પ્રભુઇચ્છાથી જે થયું છે તે યોગ્યજ થયુ છે

લોકો સાધુ સાધુ કહી તેની પ્રસશા કરવા લાગ્યા અને સૂરદાસજીના કહેવાથી મથુરા-વૃન્દાવન પહોચાડી દીધા વૃન્દાવનની ગલીઓમા જ્યારે પદ ગાતા ફરતા ત્યારે પ્રથમતો વ્રજવાસીઓ સમજ્યા કે, આધળો બકે છે પરતુ જેમ જેમ તેમના પદ લાલિત્ય અને ગૂઢાર્થો ઉપર માણસોનુ લક્ષ ગયુ તેમ તેમ રસિકજનો તેમની પાછળ પાછળ ફરવા લાગ્યા, અને તે પદ લખવા લાગ્યા એ મૂજબ સવા લાખ પદનો એક સૂર

સાગર નામનો ગ્રન્થ તયાર થયો છે (ત્યારબાદ કેટલીક અદ્ભુત ઘટના લખી છે અને છેવટમા બાદશાહ પાસે દિલ્હીમા રહેતા અને ત્યાજ મૃત્યુ થયાનુ જણાવ્યું છે તેમજ બાદશાહના નવરત્નોમા સૂરદાસની ગણના હતી એમ લખે છે )

## ચરિત્રચદ્રિકાના કર્તાએ પોતાના ગ્રન્થમાં નીચેની હકિકત આપી છે

આ પ્રસિદ્ધ મહાપુરૂષ બ્રાહ્મણનો પુત્ર હતો, **કૃષ્ણાનદી**ના તીરપરના એક નગરમા રહેતો, તેનુ મૂળ નામ **બિલ્વમગલ** હતુ જુવાનીમા તેનો બાપ મરણ પામ્યો હતો એક વખત કોઇ એક બ્રાહ્મણને ઘેર ઉત્સવ હતો ત્યા બિલ્વમગલ જોવા ગયેલ, નૃત્ય અને ગાયન કરવા ચિતામણી નામે ગુણિકા ત્યા આવી હતી એ ગુણિકા જેવી નૃત્ય અને ગાયનમા શ્રેષ્ઠ ગણાતી, તેવીજ સ્વરૂપે અતિ સુદર અને મનમોહક હતી તેને દેખીને બિલ્વમગલ મોહીત થયો તેનું ચિત્ત તેનામા લાગી રહ્યુ જેવી ચિતામણી ગુણિકા નૃત્ય કરીને ગઈ કે તેની પાછળ લાગલોજ બિલ્વમગલ પણ ગયો કટલુક દ્રવ્ય આપી તેના સ્નેહમા બધાયો પોતાની વિદ્યા, ધર્મ અને આચારનો વિચાર ન કરતા કુટુબ પરિવાર તજીને ત્યા રોજ વસવા લાગ્યો ચિતામણી વિના તેને પળ વાર પણ ચેન પડે નહિ નિરતરના પ્રેમથી ચિતામણી તેના ચિત્તના મણિ રૂપ થઇ પડી હતી

એક વખત પિતાના શ્રાદ્ધનો દિવસ આવ્યો તેને આગલે દિવસે "હુ કાલે જરૂર આવીશ" એવુ ચિતામણી ને કહી ઘેર આવ્યો બીજે દિવસે શ્રાદ્ધની સર્વ તૈયારી કરી ધામધુમ થવા લાગી સગા કુટુંબ આદિ માણુસો જમવાને આવ્યા હતા કુળગોરે પાસે બેસી શરૂઆત કરી, ગોર મત્ર પાઠ ભણવા લાગ્યા તેવામા તેને ચિતામણી પાસે જવાની પ્રતિજ્ઞાનુ સ્મરણ થયુ કે ચિત્ત તેનામા લાગી રહ્યુ ગોરને શ્રાદ્ધ તાકીદે ઉકેલી લેવાનો આગ્રહ કર્યો શ્રાદ્ધ કાર્ય પુરૂ થયુ કે, ચિતામણી પાસે જવા તૈયાર થયો સગા વહાલાઓએ ઘણો સમજાવ્યો પણ નહિ માનતા એકદમ ચાલી નિકળ્યો તે વખતે અર્ધ રાત્રિ થઈ ગઇ હતી, પવન, તોફાન, વરસાદ, વાદળા અને નદીમા પૂર આવી ગયુ હતુ આવા સમયમા મહામુશ્કેલીથી નદી પાર થયો સામેપાર ચિતામણીને ઘેર ગયો ત્યા સર્વ સુઇ જવાથી બાગમા નાળીએરના વૃક્ષપર એક સર્પ લટકતો હતો તેને વળગી ઉપર ગયો ત્યારબાદ ચિતામણના ઉપદેશથી વેરાગ્ય આવ્યો (ત્યારબાદ તુલસી-દાસજીને મળતી હકીકત લખી છે ) બાદ એક ગોપ બાળક (જે રૂપે પ્રભુ પોતે હતા) ના આશ્રયથી વૃન્દાવનમા આવ્યા. અને ઇ સ. ૧૬૪૦ મા હતા વિગેરે વિગેરે

## ग રામરસિકાવલીમાં, મહારાજ રઘુરાજ સિંહ લખે છે કેઃ—

જ્યારે મથુરાંજીથી શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને સંદેશો લઈ વ્રજમા ગોપીઓ પાસે મોકલ્યા, ત્યારે ગોપીઓની પ્રેમલક્ષણા ભક્તિથી ઉદ્ધવજી મુગ્ધ થઈ ગયા અને, ઇચ્છા થઈ આવી કે, મારો પુનર્જન્મ વ્રજમા થાય તો, હુ શ્રી ગોપિકાઓના ગુણ કિર્તન કરૂ, એવી ભાવના મનમા રખી શ્રીકૃષ્ણ પાસે આવ્યા અને તેમની આજ્ઞા મેળવી બદ્રિકાશ્રમમા જઈ તપશ્ચર્યા કરવા લાગ્યા ત્યારબાદ કાળે કરી સૂરદાસ રૂપે અવતર્યાં

તેઓ જન્મથી નેત્ર વિહીન હતા, પરતુ દિવ્ય દ્રષ્ટીથી બાહ્ય પદાર્થોનુ અવલોકન કરી શકતા એક દિવસ તેમની [1]પત્નીએ કહ્યુ કે, હે સ્વામીનાથ ! ગામની સ્ત્રીઓ મારી હાસી કરે છે અને કહે છે કે, તારો ધણી આધળો છે, ત્યારે તુ શૃગાર કોને બતાવવા કરે છે ? તે સાભળી સૂરદાસે કહ્યુ કે, આજે તુ તારા તમામ આભૂષણો પહેરી સ્ત્રીઓને એકઠી કરી બેસજે અને તેમા કાઈ ફેરફાર હશે તો હુ બતાવીશ

સ્વામીના કહેવા મુજબ સ્ત્રીએ તમામ આભૂષણો પહેર્યા, પરતુ કપાળમા બીંદી ન કરી અને પોતાના પતિને બોલાવ્યા સૂરદાસજીએ સર્વાંગ નિહાળી કહ્યુ કે, ઠાઠ તો ઠીક કર્યો છે, પરતુ કપાળમા બિંદી કેમ લગાવી નથી ?

---

૧ સૂરદાસ ગ્રહસ્થ હોવાનો કોઇ પણ ઐતિહાસિક પુરાવો મળતો નથી

આ સાભળી સ્ત્રીઓ આશ્ચર્ય પામી ગઈ અને સૂરદાસજીની અલૌકિક શક્તિ વિષે પ્રશસા કરવા લાગી તેમજ આ વાર્તા સર્વત્ર પ્રસરી ગઈ અને જન સમાજમા સૂરદાસજીનો આ દર થવા લાગ્યો ત્યારબાદ સૂરદાસજી સસારથી વિરક્ત થઈ, પ્રભુના ગુણ ગાન અને ધ્યાનમા તલ્લીન બની ગયા. તેમણે સવાલાખ પદ રચવાનો સકલ્પ કરેલ, પરતુ પૂર્ણ ન થઇ શકવાથી તેમના સ્વર્ગવાસ બાદ શ્રીહરિએ તે પૂર્ણ કર્યા જે પદમા "સુરશ્યામ" છાપ છે તે પ્રભુની રચના હોવાનુ મનાય છે ત્યારબાદ બાદશાહે દિલ્હી બોલાવ્યાનો અને ત્યા કેટલાક ચમત્કારો બતાવ્યાનો ઉલ્લેખ છે )

ઘ ભક્તવિનોદ નામક હિન્દી કાવ્ય ગ્રન્થમાં કવિ મીયાંસિહ નીચે મુજબ વર્ણન કરે છે —

શ્રીકૃષ્ણ પરમાત્માના એક યાદવ અનન્ય ભક્ત હતા જ્યારે શ્રીકૃષ્ણ મથુરા તજી, દ્વારકા વસાવી ત્યા જઈ વશ્યા ત્યારે તે પણ સાથે ગયા પરતુ સાત્વિક ભક્તને દ્વારકાની રાજસી પ્રવૃતિમા રહેવુ પસદ ન પડયુ । જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે પ્રભુ પાસે વ્રજવાસની તિવ્ર ઇચ્છા બતાવે પ્રભુએ તેની વ્રજભક્તો ઉપરની પ્રીતિથી પ્રસન્ન થઇ આર્શિવાદ આપ્યો કે, તમારો છેલ્લો જન્મ વ્રજમાં થશે અને તમો વ્રજલીલાનુ વર્ણન કરી અનેક જીવોનો ઉદ્ધાર કરશો, તેમજ તમારો પણ ગોલોક વાસ થશે ત્યારબાદ તે યાદવનો મથુરામ ડલમા જન્મ થયો

બાળક જન્મતાજ અન્ધ હોવાથી બન્ધુ વર્ગ ઉદાસ રહેવા લાગ્યા જનની સિવાય કોઈનો પણ પ્રેમ મેળવવા ભાગ્યશાળી ન થયો આઠ વરસની અવસ્થાએ પિતાએ જનોઇ દીધુ ત્યારબાદ એક સમય કૃષ્ણજયન્તિનો ઉત્સવ કરવા, સૂરદાસને લઈ તેમના માત પિતા મથુરા ગયા, ત્યાં થોડા દિવસ રહી વૃન્દાવન ગયા, રાસ વિગેરે અલૌકિક લીલાના દર્શન કરતા થોડા દિવસ રહ્યા બાદ વિદાય થતી વખતે એક મ દિરમા દર્શન કરવા ગયા દર્શન થતાજ સૂરદાસજીને અલૌકિક ભાવ ઉત્પન્ન થયો અને ત્યાજ રહેવા હઠ કરી આધળા અને અનાથ નિ સહાય બાળકને ત્યા મુકી જવા દ પતિ ખુશી નહોતા બહુ કલ્પાત કરવા છતા પણ સૂરદાસે માન્યુ નહી " શ્રીકૃષ્ણ મારી સાહ્યતા કરશે " એમ કહી ધરતી પર લોટવા લાગ્યા આ જોઈ એક વૃદ્ધ સાધુએ સૂરદાસની સ ભાળ કરવાનુ કહી સમજાવી તેમના મા બાપને વિદાય કર્યા, અને સૂરદાસને ત્યા મ દિરમા રાખી લીધા સૂરદાસ કૃષ્ણ કિર્તન કરતા ત્યા રહેવા લાગ્યા હમેશા વૃન્દાવનની કુ જગલીઓમા ભજન ગાતા ફરે, તેવામા અચાનક એક કુવામા પડી ગયા છ દિવસ કુવામા પડ્યા રહ્યા સાતમે દિવસે કોઇએ બહાર કાઢ્યા ત્યારે તેને શ્રીકૃષ્ણ સમજી તેનો હાથ પકડી લીધો અને આશિર્વાદ મેળવ્યો ત્યારબાદ આગ્રા અને મથુરાજીની વચમા ગૌઘાટ નામક સ્થાનમા રહેવા લાગ્યા. અને ત્યાજ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના શિષ્ય થયા, અને

તેમની સાથે શ્રીગોકુલમા શ્રીનાથજીના મંદરમા દીર્ઘ સમય રહ્યા. ત્યા શ્રીગુસાઇજી—શ્રીવિઠ્ઠલનાથજીની કૃપા મેળવી

સૂરદાસનો પ્રભાવ દિલ્હીપતિ અકબર ઉપર પડયો, તેણે સૂરદાસને દિલ્હી બોલાવ્યા ત્યા તેમણે બાદશાહને કેટલાક ચમત્કાર બતાવ્યા વિગેરે ઉપર્યુકત લેખકોને મળતી હકીકત જણાવી છે

ચ ગયા ગવર્નમેન્ટ સ્કુલના મુખ્ય પંડિત B મીશ્ર ચરિત્રચંદ્રિકાને મળતુ લખે છે

છ રાયપુર સ્કુલના કે આ "સુગમપથ" માં ભક્તમાલને લગતી હકીકત જણાવે છે

જ મિશ્રીબન્ધુવિનોદના કર્તાએ તેમને સારસ્વત બ્રાહ્મણ જણાવી કેટલીક હકીકત ઉપરની વિગતોને મળતી જ લખી વિસ્તારથી વર્ણવી છે.

બીજા પણ કેટલાક વિદ્વાનોએ એક બીજાથી વિરૂદ્ધ વર્ણનો કર્યા છે તે સર્વને અહીં દર્શાવવાથી પુસ્તકનુ કદ વધી જવાના ભયથી, આટલેથીજ સંતોષ માનવો ઉચિત જણાય છે

ભક્તમાલ અને તેની ટીકાઓમા, ભિન્ન ભિન્ન ચાર—પાચ આખ્યાયિકાઓ છે પરંતુ કોઇ પણ લેખકે તે ઉપર ધ્યાન ન આપતા દરેકનુ ચરિત્ર એકજ સૂરદાસ તરીકે વર્ણવી " સૂરસાગરના કર્તા સૂરદાસ " મા સમાવી દઈ એક પ્રકારે ભ્રમ ઉત્પન્ન કર્યો છે

આ પ્રમાણે જેમ જેને યોગ્ય લાગ્યું તેમ તેણે લખી નાખ્યુ. ચાલુ જમાનો સ્વતંત્રતાનો હોવાથી દરેક વ્યક્તિ પોતાની ઇચ્છા મૂજબ સ્વચ્છંદપણે લખી શકે છે કોણ કોની કલમને અટકાવી શકે ? જ્યારે ઉપર પ્રમાણે લખનારાઓ કાંઈ પણ આધાર રાખ્યા સિવાય, પોતાની કલ્પના શક્તિના ઘોડાની લગામ સાહિત્ય ક્ષેત્રમા છુટી મુકી દઈ, સ્વચ્છંદતાથી દોડાવી રહ્યા છે ત્યારે સૂરદાસજી પોતે નિજ રચિત "**સાહિત્યલહરી**" અથવા "**સૂરલહરી** નામક ગ્રન્થમા, પોતાનો પરિચય જુદીજ રીતે આપે છે જે હવે પછીના પ્રકરણમા લખવામા આવશે

बन्दौ चरण सरोज तुम्हारे ।
सुन्दर श्याम कमलदल लोचन ललित त्रिभगी प्राणपियारे ॥
जे पद पद्म सदा शिवके धन सिंधु सुता उरतें नहि टारे ॥
जे पद पद्म तात रिसि त्रासन मनबच क्रम प्रहलाद सँभारे ॥
जे पद पद्म फिरत वृन्दावन अहि शिर धरि अगणित रिपुमारे ॥
जे पद पद्म परसि ब्रजयुवति सर्वस दै सुत सदन बिसारे ॥
जे पद पद्म लोक त्रय पावन सुरसरि दरश कटत अघभारे ॥
जे पद पद्म परसि ऋषिपत्नि नृप अरु व्याध अपित खल तारे ॥
जे पद पद्म फिरत पाडव ग्रह दूतभये सब काज सँवारे ॥
ते पद पंकज "सूरदास" मुखकरन बचन अहिफण प्रतिधारे ॥

# પ્રકરણ ૨ જું

## સૂરદાસ વંશ પરિચય

સૂરદાસજીને જેમ ભિન્નભિન્ન રૂપે વર્ણવ્યા છે, તે મૂજબ તેમની જ્ઞાતિ વિષેપણ જુદા જુદા મત દર્શાવ્યા છે, જે આપણે પાછળના પ્રકરણમા વાચી આવ્યા છીએ પરંતુ સૂરદાસજી પોતે નિજરચિત્ "સાહિત્યલહરી" નામક ગ્રન્થમા પૃષ્ટ ૧૦૭ મા પોતાનો વંશ નિચેના પદથી જણાવેછે

प्रथमहीं पृथु [1]यागतें भे प्रगट अद्भुत रूप ।
ब्रह्मराव विचारि ब्रह्मा नाम राखि अनूप ॥
पान पय देविदयो शिवआदि सुरसुख पाय ।
कह्यो दुर्गा पुत्र तेरो भयो अति सुखदाय ॥
पारिपायन सुरन पितुके सहित अस्तुतिकीन ।
तासुबंस प्रसिद्धमें भो चंद्र चारु नवीन ।

---

૧ કેટલીક પ્રતોમા નિચે મુજબ પાઠાન્તર છે "प्रथमही पृथजगामेंभे प्रगट अद्भूत रूप" તેનો અર્થ એવો થાય છે કે, પ્રથમ "પૃથ જગાત" નામક ગોત્રમા મુળપુરૂષ ઉત્પન્ન થયો પૃથજગાત્, જગાતીયા, જગા, ઇત્યાદિ ગોત્ર બ્રહ્મભટ્ટોનુ છે હાલમા પણ આ ગોત્રના બ્રહ્મભટ્ટો રાજસ્થાનમા છે

भूप पृथ्विराज दिन्हो तिन्हें ज्वाला देश ।
तनय ताके चारकीनें प्रथम आप नरेश ॥
दुसरे गुणचद्र ता सुत शिलचंद्र स्वरूप ।
बीरचंद्र प्रताप पूरण भयो अद्भुत रूप ॥
रत्नभोर हमीर भूपति संग सुख अवदात ।
तासु वंश अनूप भो हरचंद अति विख्यात ॥
आगरा रही गोपचलमें रहे ता सुत बीर ।
पुत्र जन्मे सात ताके महा भट गभीर ॥
कृतचंद्र उदारचद्र जु रुपचंद्र सुभाइ ।
बुद्धिचद्र प्रकाश चौथो चंद्र भो सुखदाइ ॥
देवचद्र प्रबोध षष्टमचंद्र ताको नाम ।
भयो सप्तम नाम सूरज चंद्र मन्द निकाम ॥
सो समर करी शाह सो सबगये विधिकेलोक ।
रहो सूरज चंद्र द्रगनें हिन भरबर शोक ॥
परो कूप पुकार काहू सुनी ना संसार ।
सातये दिन आय यदुपति कियो आप उधार ।
दिव्य चखदै कही शिशु सुनु मांग बर जो चाइ ।
हौं कही प्रभुभक्ति चाहत शत्रु नाश सुभाइ ॥
दूसरो ना रूप देखौ देखि राधाश्याम ।

सुनत करुणासिन्धु भाषी एवमस्तु सुधाम ॥
प्रबल दच्छिन विप्र कुलतें शत्रु व्है है नाश ।
अखिल बुद्धि बिचार विद्यामान मानैसास ॥
नाम राखे है जु सूरजदास सूर सुश्याम ।
भयो अतर्ध्यान बीते पाछिली निशीयाम ॥
मोहि मनसा अहै ब्रजकी बसी सुख चित थाय ।
श्रीगुसाइ करी मेरी आठ मध्ये छाप ॥
विप पृथुके प्रागको हो भाव सूर निकाम ।
"सूर" है नॅदनदजुको लियो मोल गुलाम ॥

શબ્દાર્થ —પ્રથમ એક પૃથુ ( વિશાળ ) યજ્ઞથી એક મહાન્ અદ્ભુત રૂપ ( પુરૂષ )* ઉત્પન્ન થયો

---

* ઉપરના પદને અનુસરતા ભાવનું એક કવિત કવિ ગગે પણ કહેલ છે જે નિચે આપવામા આવે છે

कवित—प्रथम विधातातें प्रगट भये बदीजन,
पुनि पृथु यज्ञतें आभा सरसात हैं,
मानो सूत सौनक न सुनत पुरान रहे,
यश को बखाने अति सुख बरसात हैं,
चंद चहुआनके केदार गौरीशाह जुके,
गग अकबरके बखाने गुन गात हैं;
जानत अवेव देव निगम पुरान जानै,
आदर ब्रह्मभट्टोंका जगमें विख्यात हैं ।

બ્રહ્માજીએ વિચાર પૂર્વક " તેનું " બ્રહ્મરાવ " નામ રાખ્યુ. દેવિએ દુગ્ધપાન કરાવ્યું, ત્યારે શિવાદિક દેવોએ પ્રસન્ન થઇ ને કહ્યુ કે, હે દૂર્ગે! તારો પુત્ર અતિશ્રેષ્ટ થયો છે દેવિએ તેને દેવોના ચર્ણોમા દંડવત્પ્રણામ કરાવ્યા, અને તેમણે દેવોની સ્તુતિ કરી આશિર્વાદ મેળવ્યો તે મહાપુરૂષના વંશમા ચંદબરદાયિ ઉત્પન્ન થયા, કે જેને પૃથ્વિરાજચહુઆણે [1]જવાળાદેશ બક્ષિસ કર્યો હતો

તે જગ પ્રસિદ્ધ કવિચંદના[2] ચારપુત્રો પૈકી બીજા ગુણચંદ્રના શીલચંદ્રનામે પુત્ર થયા કે જે શિલચંદ્ર, [3]રણથંભોરના મહારાજા હમીરદેવના રાજકવિ તથા મુખ્ય આમાત્યના પદપર બિરાજતા તેના વંશમા હરિશ્ચંદ્ર થયા તેણે આગરે આવી [4]ગોપાચલમા નિવાસ કર્યો તેના પુત્ર રામચંદ્ર ગાનવિદ્યામા અદ્વિતિય કુશળ હતા તે મહાન્ હરિભક્ત હોવાથી સાધુ સમાજમા, બાબા રામદાસજીના નામથી પ્રસિદ્ધ થયા

---

૧ પંજાબમાં આવેલા હાલનો જાલધર પ્રાંત–ચંદકવિના પૂર્વજ મુળ પંજાબના રહીશ હતા

૨ પૃથ્વિરાજરાસામા, ચંદ કવિના દશ પુત્રો લખ્યા છે (૧) સૂર (૨) સુન્દર (૩) સુજાન (૪) જાહ (૫) બલ્હ (૬) બલિભદ્ર (૭) કેહરિ (૮) બારચંદ (૯) અવધત (૧૦) અને ગુનરાજ રાસાનો અપૂર્ણ ભાગ જાલ્હે પુરો કર્યો હતો

૩ રણથંભોરમા, પૃથ્વિરાજના મૃત્યુ પશ્ચાત્ ચૌહાણોનુ રાજ્ય સ્થાપિત થયુ હતુ. તે મહાન્ વિશાળ ગઢછે અને હાલમા જેપુરને તાબેછે

૪ ગ્વાલિયરના પ્રાચીન કિલ્લાનુ નામ " ગોપાચલ " છે

( જે નામ પાછળથી સમગ્રભારતમા પ્રસિદ્ધ થયું, અને "આઇનેઅકબરીમા" પણ તે નામથીજ ગાયકશ્રેણીમા દાખલ થયા ) તેણે પણ લાંબો સમય ગોપાચલમા નિવાસ કર્યો હતો તેના સાત પુત્રો થયા કૃષ્ણચંદ્ર—ઉદારચંદ્ર—રૂપચંદ્ર—બુદ્ધિચંદ્ર—દેવચંદ્ર—પ્રબોધચંદ્ર અને સાતમા સુરજચંદ્ર તે સાત પૈકીના પ્રથમના છ લડાઇમા વીરગતિને પામી બ્રહ્મલોકમા સિધાવ્યા અને હુ સાતમો અંધ—મતિમંદ—નકામો સુરજચંદ્ર રહી ગયો, એક દિવસ કુવામા પડી ગયો, જેમા મારી પુકાર કોઇએ સાભળી નહીં સાતમે દિવસ યદુપતિ શ્રીકૃષ્ણે મને બહાર કાઢયો, નેત્ર ખોલી દીધા અને કહ્યુ, કે હે પુત્ર! જે ઇચ્છા હોય તે વરદાન માગી લે મે વિનતિ કરી કે, હે પ્રભુ! આપની ભક્તિ અને શત્રુનો નાશ ઇચ્છુ, તેમ આપનુ સ્વરૂપ જોયા પછી અન્યનુ રૂપ ન દેખુ

તે સાભળી કરૂણાસિન્ધુ પ્રભુએ "એવમસ્તુ" ( એમજ થશે ) દક્ષિણના પ્રબળ વિપ્રકુળથી તારા શત્રુનો નાશ થશે, અને તારી બુદ્ધિ તથા વિદ્યા અચળ રહેશે એમ કહી મારૂ નામ સૂરજદાસ—સૂરશ્યામ રાખી પાછલી રાત્રિના અંતર્ધ્યાન થઇ ગયા હું વ્રજમા જઇ વસ્યો અને શ્રીગુસાંઇજી—શ્રીવિઠ્ઠલનાથજીએ મારી અષ્ટછાપમા સ્થાપના કરી હુ [1]પૃથુયજ્ઞનો વિપ્ર, નંદનંદનનો મોલ ખરીદેલો દાસ છુ

---

૧ " હુ પૃથુયજ્ઞનો વિપ્ર છઉ " એનો અર્થ એ થાય છે કે, પૃથુમહારાજના યજ્ઞમાથી ઉત્પન્ન થયેલ પુરૂષના વંશનો છઉ.

ઉપરના પદથી સિદ્ધ થાય છે કે, સૂરદાસજી જાતિના બ્રહ્મભટ્ટ અને બાલ્યાવસ્થાથીજ નેત્રહીન હતા હિન્દી ભાષાના મહાન્ આચાર્ય ચદબરદાયિના ઉજ્વળ કુળમા ઉત્પન્ન થઈ, પોતાના ઉજ્વળ ક વ્ય કિરણો સમગ્ર આર્યાવર્તમા ફેલાવી ગયા છે.

સૂરદાસજીના સ્વરચિત ગ્રન્થોથીજ, તે બ્રહ્મભટ્ટ હોવાનુ જણાય છે, તેમા લેશપણ શકાને સ્થાન રહેતુ નથી છતા પણ કેટલાક ભાષા અતજ્ઞિજ્ઞો પોતાની અજ્ઞાનતાને લઈને, કે પછી ઈર્ષાન્ધતાને લઈને પણ જો સૂરદાસજીને બ્રહ્મભટ્ટ કહેવામા સકોચાતા હોય તો તેના નિવારણાર્થે અમો ઉપરના પદનુ વિશેષ સ્પષ્ટીકરણ કરીશુ, તો તે અસ્થાને નહીંજ ગણાય.

પદની પ્રથમની છ તુકમા બ્રહ્મભટ્ટોની ઉત્પત્તિનુ વર્ણન છે.

પ્રથમની બે તુકમ જણાવ્યુ છે કે, **પ્રથમહી** ( આ વિશ્વ-રચનાની શરૂઆતમા ) દેવતાઓએ એક પૃથુ ( વિશાળ ) યજ્ઞ કર્યો જેમાથી એક અદ્ભુત ( રૂપ ) પુરૂષ પ્રગટ થયો કે જેનુ નામ બ્રહ્માજીએ વિચાર પૂર્વક " બ્રહ્મ-રાવ " રાખ્યુ.

---

શ્રીવિષ્ણુપુરાણુ-અ શ ૧, અધ્યાય ૧૩મા એની કથા છે કે —

" પિતામહ જેના દેવતા છે, એવા પૃથુરાજાના યજ્ઞમા એક વાર સોમરસ પાન કરવાને દિવસે " સૂતિ " ( સોમવલ્લીનો રસ કાઢવાનુ સ્થાન ) માથી મહાબુદ્ધિશાળી સૂત ઉત્પન્ન થયો અને તેજ દિવસે મહાયજ્ઞમા પ્રાજ્ઞ એવો માગધ જન્મ્યો. મુનિવરોએ સૂત-માગધને કહ્યુ કે પ્રતાપવાન વેનરાજાના પુત્ર પૃથુનાં વખાણ કરો ગુણુ પ્રમાણે સ્તોત્ર ગાવાં એ કર્મ તમારે યોગ્ય છે તે તમને પ્રાપ્ત થાઓ.

બ્રહ્મરાવ એ બે શબ્દોના યોગથી બનેલો છે અર્થાત્ બ્રહ્મ અને રાવ મલી બ્રહ્મરાવ થયો હિન્દી ભષામા ભટ્ટને રાવ, રાય, કવિ, જગા, ઇત્યાદિ નામોથી ઓળખવામા આવે છે જેથી સ્પષ્ટ થાય છે કે, બ્રહ્મરાવ અને બ્રહ્મભટ્ટ એ શબ્દો એકજ અર્થસૂચક છે

મારવાડ પ્રદેશના ઇતિહાસ પ્રસિદ્ધ કરનારા ખાતાના સુપરિન્ટેન્ડેન્ટ સ્વ મુન્સી દેવીપ્રસાદજીએ, મારવાડ રાજાજ્ઞાથી, હિંદુ જાતિની એક સૂચિ બહાર પાડી છે, તેના રીપોર્ટના પાના ૩૬૧ મા લખે છે કે ‘ કવિવશી અને બ્રહ્મ રાવ વશી બન્ને એકજ છે ” અને તે બ્રાહ્મણની એક અતિ પ્રસિદ્ધ શાખા છે

ત્રીજી તુકમા “ પાન પય દેવી દયો ” અર્થાત આદ્ય શક્તિએ પોતાના સ્તનથી દુગ્ધપાન કરાવ્યું તે મહાન્ બાળકને જગદબાએ, પુત્રવત્ અકમા ધારણ કરી જન્મદા જનની પેઠે સ્નેહથી, વાત્સલ્યપૂર્ણ પ્રેમથી, ધવરાવ્યો આના પુરાવામા આર્યાવર્તના ધુરધર વિદ્વાનેનો મત આ નિચે દર્શાવવામા આવે છે

“ હિન્દુધર્મ વર્ણ વ્યવસ્થા ” નામક એક મહામડલ ઉત્તર આર્યાવર્તમા સ્થાપન થયુ છે જેમા, સનાતન ધર્મના મહાન્ સ્થભરૂપ, ભારતવર્ષના અનેક શાસ્ત્રવિશારદ વિદ્વાનો સભાસદ છે તેમની સંમતિથી મડલના મત્રીએ “ બ્રાહ્મણ–નિર્ણય ” નામક એક ગહદ્ ગ્રન્થ છપાવ્યો છે.

જેમા ૩૨૪ પ્રકારના બ્રાહ્મણોની મીમાસા, ભેદ, ભાવ વિગેરે અનેક શાસ્ત્રો તથા ભારત અને યુરોપાદિ દેશોના પ્રાચીન અર્વાચીન વિદ્વાનોના, તથા સરકારી રીપોર્ટોના આધારે, દાખલા–પુરાવા સહિત સ્ફુટ કરેલ છે અને તેને આધારે હાલમાં બુદેલખડ ઇત્યાદિ પ્રાતોમાના, ન્યાયાલયોમા ધાર્મિક તકરારોના ફેસલા સુદ્ધા અપાયા છે તે ગ્રન્થમા બ્રહ્મભટ્ટ જાતિની ઉત્પત્તિ માટે જે લખવામા આવ્યુ છે, તેમાથી એકાદ ફકરો આ નિચે ટાકી બતાવવામા આવે છે

ઉક્તગ્રન્થના પાના ૪૩૫ ના પેરા ૧ લામા ગ્રન્થકર્તાએ યુરોપિઅન વિદ્વાન્ મી C S વિલ્યમ કુક B A નો ઇગ્રેજીમા નિચે મુજબ પુરાવો આપ્યો છે

Once upon a time Brahma performed a sacrifice When two men appeared and stood before sacrificial fire When Mahakali saw that they were dying of thirst, she gave them suck from her breasts and named them Magadha and Suta The magadha Brahmin settled in the east and the Bhatt Brahmins are their descendants

ભાવાર્થ—એક સમય, બ્રહ્માજીએ યજ્ઞ કર્યો તેમાથી બે પુરૂષ પ્રગટ થયા. અને વેદી સન્મુખ ઉભા રહ્યા તેને જોઈ મહાકાળીએ પોતાના સ્તનથી દુધ પાયુ ( ધવરાવ્યો )

અને તેનું નામ માગધ અને સુત રાખ્યું માગધ બ્રાહ્મણ, પૂર્વમા વસી ગયા, અને ભાટ બ્રાહ્મણ (બ્રહ્મભટ્ટ) તેના સતાન છે

ઉપર જણાવ્યા મુજબ, દૈવીશક્તિ પ્રાપ્ત કરનાર, કવિ, પુરૂષના વંશમા પાછળથી મહા કવિ ચંદબરદાય, પ્રસિદ્ધ ભાષા કાવ્ય વિશારદ થયા અને તેનાજ સુપ્રસિદ્ધ કુળમા, શ્રીમાન્ સૂરદાસજીનો જન્મ થયો છે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે એટલે તે વિશે વધારે વિવેચનની આવશ્યકતા જણાતી નથી.

પદના પાછલના ભાગનો અર્થ ઉપર લખાઇ ગયો છે, તેથી વિશેષ ફેરફાર કરવા જેવુ ન જણાવાથી પુનરૂક્તિ કરી નથી.

रासनु—पद

रास रग कहान सग अति बिचित्र गुननिधान ।<br>
सा री ग म प ध नी सुर माननी मीलावे ॥<br>
उरप सुलप मध्य लेत खरजादि सुरही देत ।<br>
सा (६) ध (६) ध्रुवितप (६) पंचम २ (९) रीखभ<br>
ग (६) गंधार न (९) नीखार म (१२) मध्यम सुर गावे॥१॥<br>
दण (५) मृदंग धी (६) थोंग थोंग थर थर था थी थी थी<br>
गीड (३) ता ता ल्लांग धेनीकता धेनीकता धी धी धी<br>
ल्लांग धी धी धी लांग कु कु झांग झननननन गीड<br>
गीड बजावे ॥<br>
कृष्णदास पीय प्यारी रासरंग राच्यो भारी शरद<br>
रैन उजिआरी एहि छवी नीरख मनमथही लजावे ॥२॥

# પ્રકરણ ૩ જું

## જન્મસ્થાન અને સમય

સૂરદાસજીનુ ખરેખરૂ જન્મ સ્થાન અને જન્મ સવત્ બહુ શોધ કરવા છતા પણ પ્રાપ્ત થઈ શક્યા નથી તેઓના ગ્રન્થો-માથી પણ, તે વિશે કાઈ વિશેષ હકીકત મળી શકતી નથી પોતે પોતાના વર્ણનમા ફક્ત પોતાના બધવો યુદ્ધમા વીરગતિને પામ્યા અને પોતે કુવામા પડી ગયા, ત્યારબાદ શ્રી ગુસાઈજીએ અષ્ટછાપમા સ્થાપના કરી એટલીજ હકીકત સવાય વિશેષ કાઇ લખ્યુ જણાતુ નથી તેમ પોતાના ભાઇઓ ક્યા સમયમા અને ક્યા યુદ્ધમા મરાયા તે વિશે કિચિત્ પણ ઇસારો કર્યો નથી ફક્ત સાહિત્યલહરીની રચના ક્યારે કરી તે નિચેના પદથી જણાવ્યુ છે

पद—मुनि सुमि रसनके रस लेख।<br>
दशन गौरी नदको लिखि सुबल संवत पेख ॥<br>
नदनदन मास छपते हीन त्रतियावार।<br>
नदनदन जनमते है वान सुख आगार ॥<br>
तृतीय रुक्ष सुकर्म योग विचार सूर नवीन।<br>
नद नदनदास हित साहित्यलहरी कीन ॥

અર્થાત્—સંવત ૧૬૦૭ ના વૈશાખમાસ અક્ષયતૃતીયા સુકર્મ યોગ અને બુધવારે શ્રીકૃષ્ણ ભગવાન્‌ના ભક્તો માટે સુરદાસે સાહિત્યલહરીની રચના કરી આથી વિશેષ કાંઈ જણાતું નથી *

સૂરસાગર જેવા મહાન્ ગ્રન્થની સૂચિ અગર તો પૃષ્ઠના સંકેત સિવાય, કોઈ પણ પદને શોધી કાઢવુ મુશ્કેલ છે, તેમજ સાહિત્યલહરીના પદથી જ્ઞાતિ નિશ્ચય થઈ જતો હોવાથી વધારે શોધની જરૂર પણ ન રહી

સૂરદાસજીના જીવન સંબધમા જેમ ભિન્ન ભિન્ન મત છે તેમ તેમના જન્મ સંવતમા પણ, ભિન્ન ભિન્ન મત જોવામા આવે છે

---

* સંવત ૧૯૭૪મા હુ મારા કુટુંબ સહિત ઉત્તર હિંદુસ્તાનમાના મુખ્ય મુખ્ય સ્થળોમા, યાત્રાર્થે ગયેલ, તે વખતે સોરમજી (વારાહક્ષેત્ર) ના બ્રહ્મભટ્ટોની મુલાકાત દરમિયાન એક જીવારાય (આ તરફ બ્રહ્મભટ્ટો "બ્રાહ્મણુ-રાય" તરીકે ઓળખાય છે) નામના કવિ સાથે સૂરદાસજી વિશે કેટલીક ચર્ચા થઈ આ ચર્ચાથી વિશેષ કંઈ જાણવામા આવ્યુ નહિ, પરંતુ તેમણે જણાવ્યુ કે સૂરસાગરમા એક એવુ પદ છે કે, જેમા સુરદાસજીએ પોતાની સંપૂર્ણ માહીતી આપી છે ત્યારબાદ મે મથુરાજી આવી "વ્રજ-મંડળ ક્લબ"મા (જેનો હુ પ્રથમ મેમ્બર હતો) ના પુસ્તકાલયમા સૂરસાગર ગ્રન્થ બહુ તપાસ્યો પરંતુ મને તે પદ મળ્યુ નહીં.

"[1]સિવસિંહસરોજ" કાર સંવત ૧૬૪૦ ની સાલ જણાવે છે અને તે સમય "[2]કવિકીર્તિકલાનિધિ" નો કર્તા પણ કબુલ રાખેછે "બ્રહ્મભટ્ટવંશનો ઇતિહાસ" એ ગ્રન્થ લખનાર સંવત ૧૫૪૦ બતાવે છે અને "પતાકા" માસિકનો લેખક સંવત ૧૫૬૨ જણાવે છે ચરિત્રચંદ્રિકામાં સંવત ૧૭૧૬ અને ૧૬૪૦ લખેલ છે આ પ્રમાણે કોઇનો પણ એક નિશ્ચય નથી પરંતુ અમારા મત પ્રમાણે કેટલાક સંયોગો જોતાં તો સંવત ૧૫૮૭ કે તે લગભગ ઠીક લાગે છે કારણ કે સૂરસાગર અને સાહિત્યલહરીની રચના બાદ તેની અનુક્રમણિકા રૂપે "સૂર-સારાવલી" બની છે તેની રચનાનો સમય બતાવતા સૂરદાસજી લખે છે કે,

गुरु प्रसाद होत यह दरशन, सरसठि बरसप्रबीन,
शिव बिधान तक करउ बहुत दिन, तऊ पार नहिं लीन.

---

૧ આ હિન્દી ગ્રન્થ સંવત ૧૯૩૪ માં બનેલો ભાષા કવિઓના ટુંક જીવનચરિત્રોનો છે, પરંતુ આની અંદર આપેલ સાલ-સંવત વિશ્વાસપાત્ર નથી તેમ કેટલાક કવિઓનાં બબ્બે-ત્રણ ત્રણ વાર જુદા જુદા નામ અને કાવ્યના નમુના લખી દેવાથી સંખ્યામાં કલ્પિત વધારો વિશેષ થયો છે

૨ આ ગ્રન્થ પણ હિન્દીમાંજ છે તેની અંદર કવિ નામ-જન્મ સંવત અને તેમના રચેલ ગ્રન્થોની સંખ્યા છે પરંતુ પ્રસ્તુત ગ્રંથકારે શિવસિંહસરોજનું અનુસરણ કરેલું હોવાથી તેમાં પણ ઉપરનો ભ્રમ દૃષ્ટિ ગોચર થાય છે. લેખક.

આ ઉપરથી જણાય છે કે, સૂરદાસજીએ પોતાની ૬૭ વર્ષની અવસ્થાએ " સારાવલી " બનાવી સારાવલી અને સાહિત્યલહરી લગભગ તુર્તમાજ બનેલા છે એમ કેટલાક સયોગો ઉપરથી અનુમાન થઈ શકે છે અને સાહિત્યલહરી-નો રચના કાળ સવત ૧૬૦૭ સ્પષ્ટ છે તે વિચારવાથી સૂર-દાસજી સંવત ૧૫૩૭ થી સવત ૧૬૪૦ દરમિયાન ભૂતળને અલકૃત કરતા એ માનવુ વિશેષ બધ બેસતુ છે કેમકે સવત ૧૬૪૦ ની આસપાસ સૂરદાસજીનો દેહાન્ત થયો છે કારણ સૂરદાસજીનો દેહાન્ત શ્રીગુસાઈજી—શ્રીવિઠ્ઠલનાથજીના સમયમાં થયાનુ ચોરાશીવૈષ્ણવની વાર્તા " ઉપરથી જણાય છે. શ્રીગુસાઈજીએ સંવત ૧૬૪૨ ના પોષ વદી ૭ ના રોજે આસુરવ્યામોહલીલા કરી છે ચોરાશીવૈષ્ણવની વાર્તા શ્રી ગુસાઈજીના ચતુર્થલાલજી શ્રી ગોકુલનાથજીએ બનાવી છે તેમનો જન્મ સવત ૧૬૦૮ મા થયો હતો એટલે તે સૂર-દાસજીના અવસાન સમયે લગભગ ૩૨ વર્ષના અર્થાત્ સૂર-દાસજીના સમકાલીન હતા

ચોરાશીવૈષ્ણવની વાર્તામા, શ્રી ગુસાઈજીએ, સૂરદાસની અષ્ટછાપમા સ્થાપના કર્યાનુ ક્યાય જણાતું નથી પરતુ સુરદા-સજી પોતે જણાવે છે, જેથી અનુમાન થાય છે કે, પોતે શ્રીવલ્લભાચાર્યજીના શિષ્ય થયા બાદ બીજા ત્રણ કવિઓ પણ શ્રીઆચાર્યજીના શિષ્યો થયા અને ત્યારબાદ શ્રી

વિઠ્ઠલનાથજીના સમયમા બીજા પણ કેટલાક કવિઓ[1] શિષ્ય થયા તેમાથી ઉત્તમ ઉત્તમ આઠ કવિઓની અષ્ટ–છાપ તરીકે ગણના કરી હશે. અને તે સમયથી સૂરદાસજી પણ અષ્ટછાપના

---

૧ એક પ્રાચીન પુસ્તકમાથી, અમને નિચેના ૧૬ દોહરા પ્રાપ્ત થયા છે જેમા સૂરદાસના સમયમા ૧૧૭ કવિ હોવાનુ જણાવ્યુ છે જેમાના કેટલાક શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાઇજીના શિષ્ય હતા તે દોહરા આ નિચે આપ્યા છે

दोहरा—सूरदासके समय में, जो कवि भये महान,<br>
उन सबसे बढिके सबें, इन्है करत सनमान. १

ओलिराम[१] अकबर[२] अगर[३] दास[४] कवि करनेस[५];<br>
चतुरबिहारी[६] गोपकवि[७] घनआनद[८] अमरेस[९]. २

आसकरन[१०] अजबेस[११] अरु, कादर[१२] केसवदास[१३],<br>
टोडर[१४] गोविंद[१५] जैत[१६] कवि, चरन[१७] चतुरभुजदास[१८] ३

जीवन[१९] केसो[२०] ताज[२१] कवि, होलराय[२२] कवि खेम[२३];<br>
जोधा[२४] जोयसी[२५] चंदसखि[२६], कृष्णदास[२७] कवि छेम[२८]. ४

अमृत[२९], खानखाना[३०] जगन[३१], ऊधोराम[३२] कपाल[३३];<br>
जमालुदीन[३४], जगनद[३५] कवि गोविंददास[३६] जमाल[३७]. ५

વ તરીકે પ્રસિદ્ધ થયા, પરતુ અષ્ટછાપ પૈકીના બીજા કવિઓની કવિતાઓનો મોટો સગ્રહ સપૂર્ણ ઉપલબ્ધ થતો નથી શ્રીવલ્લભાચાર્યજીના ૪ સેવકો મહાનુભાવી (૧)

३८ ३९ ४० ४२
जमालुदीन कल्यानकवि, फैजी ब्रह्म फहीम;
४३ ४४ ४५ ४६
अभयराम परसिद्ध कवि, बिट्ठलविपुल रहीम. ६
४७ ४८ ४९ ५०
अमरसिंह घनश्याम हु, दील्ह नरोतमदास;
५१ ५२ ५३ ५४ ५५
चेतनचंद कविंद भट्ट, बारक बिद्दादास. ७
५६ ५७ ५८ ५९
छितस्वामी भगवतरसिक, छत्र बिहारीलाल;
६० ६१ ६२ ६३
मिश्रगदाधर मानसिंह, लालन मोतीलाल. ८
६४ ६५ ६६ ६७
हरीदास हरिनाथ कवि, मानराय रघुनाथ;
६८ ६९ ७० ७१
मिश्रगनेस कबीर अरु, लीलाधर कविनाथ. ९
७२ ७३ ७४ ७५ ७६
दामोदर दिलदारकवि, दौलत नागरदास;
७७ ७८ ७९ ८०
नदन हितहरिवसकवि, सेन नारायनदास १०

+ બ્રહ્મ—એ રાજા બીરબલનુ ઉપનામ છે તેઓ કાવ્યમાં 'બ્રહ્મભટ્ટને" એ મુજબ લખતા, ક્યાય ક્યાય "બીર" (અર્ધનામ)નો પણ પ્રયોગ કરેલો છે, પરતુ કાવ્યગ્રન્થોમાં, બ્રહ્મનામથી વિશેષ પ્રસિદ્ધ છે ઉપમા કાવ્યમા સર્વોત્તમ મનાય છે યથા "ઉપમામે બરબીર"

સૂરદાસ (૨) કૃષ્ણદાસ (૩) પરમાનન્દદાસ (૪) કુમનદાસ અને શ્રીવિઠ્ઠલનાથજીના (૧) ચતુર્ભુજદાસ (૨) છીતસ્વામી (૩) ગોવિંદસ્વામી અને (૪) નન્દદાસ[1] એ અષ્ટછાપમા ગણાય છે સંપ્રદાયમા તેઓ અષ્ટસખા તરિકે સામાન્ય રીતે

---

૮૧ ૮૨ ૮૩ ૮૪
नीलकंठ नँदलालकवि, नददास रसखान,
૮૫ ૮૬ ૮૭ ૮૮ ૮૯
नाभा नरवाहन नरसि, नारायणभट्ट तान. ११
૯૦ ૯૧ ૯૨
निपा निरंजन इंद्रजीत, पृथ्विराजकोजान;
૯૩ ૯૪ ૯૫
लछमीनारायण हरी, बलीभद्रकोमान. १२
૯૧ ૯૭ ૯૮ ૯૯
विट्ठलनाथ, बिष्णुनाथकवि, पदुमनाभ परबीन;
૧૦૦ ૧૦૧ ૧૦૨ ૧૦૩
भगवनदास मनोहरा, परमानद नवीन. १३
૧૦૪ ૧૦૫ ૧૦૬ ૧૦૭ ૧૦૮
मानिकचंद निहालकवि, मुकुद मुबारक बीर,
૧૦૯ ૧૧૦ ૧૧૧ ૧૧૨ ૧૧૩ ૧૧૪
देव दिनेशन, दानकवि, तेही तोषी नधीर. १४
૧૧૫
श्रीपति जद्यपि भक्तिम, न्यून न कछुक लखात,
तद्यपि कबितामें कहीं समता कछु न दिखात. १५

---

૧ નન્દદાસજીકૃત–પાંચમંજરી ( માનમંજરી, અનેકાર્થમંજરી, રૂપમંજરી ઇત્યાદિ ) રૂકમણી મંગલ, દાનલીલા, માનલીલા, રાસપંચાધ્યાય વિગેરે નાના નાનાં કાવ્ય તથા છુટક પદ જોવામાં આવે છે.

ઓળખાય છે કારણ કે તેમને શ્રીઠાકોરજીની લીલાનો ખાસ અનુભવ થયો હતો અને તે અનુભવને તેમણે પદમા ગાયો છે

શ્રીમદ્ વલ્લભાચાર્યજીનુ, પૃથ્વીપરિક્રમાનુ કાર્ય સપૂર્ણ થયા બાદ, બ્રહ્મચર્યવ્રત સપૂર્ણ કરી, ગૃહસ્થાશ્રમ અગીકાર

---

**विद्यापति[११६] आदिक कविन, जितने भये सुजान,**
**काव्य भावमें, सूर सम तुलसी[११७]* एक प्रमान. १६**

---

કહેવાય છે કે, નદદાસજીએ આખુ શ્રીમદ્ભાગવત કાવ્યમા બનાવ્યુ હતુ પણ તેમાનો માત્ર રાસપચધ્યાયીનો ભાગ ઉપલબ્ધ છે અષ્ટછાપ પકીના સૂરદાસજીનો સૂરસાગર ગ્રન્થ છપાયો છે કૃષ્ણદાસ અને કુમનદાસના કાવ્ય કીર્તનસગ્રહ આદિ ગ્રન્થોમા છુટા છવાયાં ઉપલબ્ધ છે અને પરમાનદદાસજીના કાવ્યનો "**પરમાનદ સાગર**" ગ્રન્થ અમને કેટલાક વરષની શોધ ખોળે હાલમાં મળી આવ્યો છે ને તેની શુદ્ધિનું કામ ચાલે છે થોડી મુદતમા એ ગ્રન્થ છપાશે ચતુર્ભુજદાસ અને છીતસ્વામીના કાવ્યો કીર્તનસગ્રહ આદિમાં છપાયા છે નદદાસના ઉપર પ્રમાણે જોવામા આવે છે અને ગોવિદસ્વામીના કાવ્યમા ૨૫૨ કીર્તન તથા ૧૨ાા ધમાર એ ગ્રન્થરૂપે અમારા તરફથી થોડા વખતમા બહાર પડશે ( પ્રકાશક )

* ઉપર જણાવેલા કવિઓમા, મહાત્મા ગોસ્વામી તુલસીદાસજી સિવાય, એક પણ કવિ સુરદાસજીની બરાબરી કરી શક્યો નથી. એ પ્રસિદ્ધ છે. પુષ્ટિમાર્ગના આ સર્વોત્તમ કવિને, શ્રીગુસાંઇજીએ, "પુષ્ટિમાર્ગના જહાઝ"ની ઉપમાં આપી છે, તે યોગ્યજ છે

કર્યાબાદ આપ [1]અડેલમા બિરાજતા, તે દરમિયાન એક સમય વ્રજમા પધારતા ગૌઘાટ ઉપર, સુરદાસજીનો સમાગમ થયો તે વખતે સૂરદાસજીએ ઘણા શિષ્યો કરેલ તેમજ ગાન વિદ્યામા પણ પ્રવીણતા મેળવી પ્રસિદ્ધ થયેલ તેથી આ સમયે સૂરદાસજીની અવસ્થા[2] ૪૦થી ૪૫ વર્ષની હોવી જોઇએ

ગમે તેમ હો, પરતુ કવિગગ, નરહર, ખાનખાનાન, તાનસેન, કેશવદાસ, મીરાબાઈ, તુલસીદાસ, ઇત્યાદિ સેકડો કવિઓ સૂરદાસજીના સમયમા ઉત્તર આર્યાવર્તમા હતા, અને તે સર્વમા સૂરદાસજી અદ્વિતીય "સૂર" રૂપે મનાતા તેથીજ એક કવિએ કહ્યુ છે કે—

सूर सूर तुलसी शशी, उडुगण केशवदास,
अबके कवि खद्योतसम, कहुँ कहुँ करत प्रकाश

ખરેખર! સૂરદાસજીની કવિતા, ઉપમા, ઉપમેય, અલકાર આદિ સર્વ રત્નોની ખાણ છે ભાષાનુ માધુર્ય, અને ભક્તરસમા રસ બસ છે.

---

૧ અડેલ એ એક નાનુ ગામડુ પ્રયાગથી ૩ ગાઉ દૂર શ્રીયમુનાજીને કિનારે છે

૨ "નિજવાર્તા' નામક પુસ્તકમા શ્રીમદ્ વલ્લભાચાર્યજી અને સૂરદાસજીનુ પ્રાકટ્ય લગભગ સમયમા થયાનુ જણાવ્યુ છે શ્રીમદ્ વલ્લભાચાર્યજીનુ પ્રાગટ્ય સવત ૧૫૩૫ ચત્ર વદી ૧૧ નુ છે (આથી પણ ઉપરના અનુમાનને પુષ્ટિ મળે છે) શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સવત ૧૫૮૭ના અસાડ સુદી ૨ ના રોજે લીલા કરી છે, તે અગાઉ લગભગ ૪, ૫ વર્ષપર બન્નેનો મેળાપ થયાનુ જણાય છે લેખક.

# પ્રકરણ ૪ થું

## સૂરદાસજીનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.

---*---

ગત ત્રણ પ્રકરણોમા, અમોએ સૂરદાસજીની જાતિ, જન્મસ્થાન, જન્મ સમય, ભિન્ન ભિન્ન દૃષ્ટિએ લખાયેલા ભિન્ન ભિન્ન વૃત્તાંતો, ઇત્યાદિ ઉપર આલોચના કરી તે ઉપરથી સૂરદાસજીના જીવનચરિત્ર વિશે, જે સત્ય હકીકત સમજાય છે તેને આ પ્રકરણમા યોગ્ય સ્વરૂપમા લખવાનો અમારો પ્રયત્ન છે

પંદરમી શતાબ્દીમા, સમગ્ર ભારતવર્ષમા, અંધાધુની છવાઈ ગઈ હતી એક બાજુ લોદી પઠાણોની લુંટફાટ, અને બીજી બાજુ બાબરની મહત્વાકાક્ષાથી આખો મુલક ખળભળી ઉઠયો હતો સંવત ૧૫૮૪મા સંગરાણાના પ્રચંડકોપાગ્નિની જ્વાળાઓ ઉત્તર હિંદમા ઠેકઠેકાણે પ્રજ્વાલત થઈ ગઇ હતી. સંવત ૧૫૯૩મા ગુજરાતના બહાદુરશાહે ચિતોડ પ આક્રમણ કરી, ચિતોડને સ્વાધીન કરી લેવાથી સમસ્ત મેવાડીઓમાં ત્રાસ વર્તી રહ્યો હતો ત્યારબાદ ટુંક મુદ્દતમાજ બાબરના પુત્ર હુમાયુએ બહાદુરશાહને હરાવી ગુજરાત સુદ્ધાં જીતી લીધુ સંવત ૧૫૯૮મા શેરશાહે હુમાયુને

હરાવી ઠેઠ સિંધમાં નસાડી મુકયો વિગેરે ઘટનાઓથી આખો દેશ અશાન્ત બની ગયો હતો. લોકોને પોતાના જાન-માલનું રક્ષણ કરવું મુશ્કેલ થઈ પડયું હતું અને ચારે બાજુ નાસ ભાગ થવા લાગી હતી. તે સમયમાં, અન્ય વ્યવસાય કરતાં, લડાયક વ્યવસાય વિશેષ મહત્ત્વનો થઈ ગયો હતો. જે સશક્ત, હથિઆર વાપરવામાં વધારે કુશળ હોય, તેની ઉન્નતિ થવામાં વાર ન લાગતી. બાબારામદાસજીના છ પુત્રો પણ સૈન્યમાં દાખલ થયા હતા. જ્યારે સંવત ૧૫૮૩માં, ઇબ્રાહિમ લોદી અને મહાન્ વિજયી બાબરશાહનું તુમુલ યુદ્ધ થયું તેમાં તે બધા વીરગતિને પ્રાપ્ત થયા. દેશની અવ્યવસ્થા અને લોકોની નાસભાગમાં બાબારામદાસ અને સાતમા સૂરદાસ વિખુટા પડી ગયા. બાદ સંવત ૧૫૮૪ માં બાબરે હિન્દુસ્તાનની ગાદી હસ્તગત કરી, ફતેપુર સીક્રી વસાવી રાજ્યનો બંદોબસ્ત કરી, અમુક વખતને માટે સુલેહશાંતિ સ્થાપિત કરી દીધી. તે અરસામાં બાબારામદાસજી પુત્ર વિયોગને લીધે દુઃખી થઈ, કાશી, અયોધ્યા, પ્રયાગ ઇત્યાદિની યાત્રા કરવા ચાલ્યા ગયા.

સૂરદાસજી જન્માંધ હતા એટલે તે દોડધામમાં, આગ્રા નજીકના કોઈ કુવામાં પડી ગયા. જ્યાં અતિ ધીરજથી, પ્રભુ સ્તુતિ અને ધ્યાન કરતાં, છ દિવસ વ્યતીત કર્યા. પરંતુ સાતમે દિવસ અતિ અકળામણ થવાથી જોર શોરથી ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની સહાયતાથી પ્રાર્થના કરવા લાગ્યા,

छप्पय—जबहिं विलंब नहिं कियो, हाक हरनाकुश मार्यो;
जबहिं विलंब नहिं कियो, केश गही कस पछार्यो;
जबहिं विलंब नहिं कियो, डुबत व्रज गिरीराज उपार्यो;
जबहिं विलंब नहिं कियो, द्रौपदी चीर पेरायो;
कहे सूर कर जोरकें, तुम दयाल रुकमनी रवन,
काट फंद मो अंधकी, अब विलब कारन कवन.

કરૂણાસિંધુ ભગવાન્ પોતાના ભક્તનુ કષ્ટ સહન કરી શક્યા નહી, તત્કાલ પ્રગટ થઇ સૂરદાસજીને કુવામાથા કહાડયા, નેત્ર ખોલી દીધા અને કહ્યુ કે, હે પુત્ર ! વરદાન માગી લે !

સૂરદાસજી પૂર્વજન્મના સસ્કારી તો હતાજ, વળી પિતા પાસેથી સગીતવિદ્યાના અભ્યાસમા અહોનિશ, ભગવાનના યશકીર્તનનુ ગાન કરવાથી મન પણ નિર્મળ થયેલુજ હતું બધુઓ અને પિતાના વિયોગથી વૈરાગ્યના અકુર ઉત્પન્ન થઇ ચુક્યા હતા એટલે સસારની કોઇપણ વસ્તુપર અનુરાગ નહોતો તેમા સાત દિવસનુ, એકાગ્રચિત્તથી થયેલુ તપ, તમામ કલ્મષોને ભસ્મ કરવા સમર્થ હતુ પરમાત્માના સ્મરણ માત્રથી અજામીલ જેવા પાપીઓ અને વાલ્મિક જેવા પારાધિઓ પણ મહાન્ પદના અધિકારી થયા છે તો જેને પ્રભુનો સાક્ષાત્કાર થાય, તેની આત્મશુદ્ધિ વૈરાગ્ય, અને અ-

નન્ય ભક્તિ વિષે કહેવાનુ જ શુ હોય? તુર્તજ સૂરદાસજીએ, અતિદિનતા પૂર્વક વિનયસહ કહ્યું કે, હે પ્રભો! આપની ભક્તિ સિવાય, સસારની કોઈ પણ વસ્તુની મને અપેક્ષા નથી આપનાં ચરણારવિદમા મને પ્રેમલક્ષણાભક્તિ ઉત્પન્ન થાઓ, તેમજ મારા શત્રુઓનો વિનાશ થાઓ, પ્રભુએ આજ્ઞા તરીકે, તથાસ્તુ (એમજ થાઓ) દક્ષિણના પ્રબળ બ્રાહ્મણકુળથી તારા [1]શત્રુઓ નાશ પામશે આ સાભળી સૂરદાસજીએ, પ્રાર્થના કરી કે, હે દયાસિધુ પ્રભુ! આપના સ્વરૂપના દર્શન કર્યા પછી, અન્ય કોઈ પણ રૂપ મારી દ્રષ્ટિમા ન આવો

> तन समुद्र भव सूरको, सीप भये चख लाल,
> हरि मुक्ताहल परतहीं, मुदि गये ततकाल.

તુર્તજ નેત્રો બધ કરી દીધા અને ભગવાનનો શ્રી હસ્ત પકડી લીધો, પરતુ પ્રભુ હસ્ત છોડાવી અતર્ધ્યાન થઈ ગયા ત્યારે સૂરદાસજીએ કહ્યુ કે,

---

૧ શત્રુઓનો લૌકિક અર્થ કરવામાં આવે તો, મોગલકુળ અને અલૌકિક અર્થ કરવાનાં આવે તો કામક્રોધાદિક, દક્ષિણના વિપ્ર કુળથી શત્રુઓનો નાશ થશે તેમા પણ લૌકિક અર્થમાં, દક્ષિણના પેશ્વાઓથી મુસલમાનોનો પરાજય થયો છે અને અલૌકિક અર્થ લઇએ તો સૂરદાસજીના ગુરૂ શ્રીમદ્ વલ્લભાચાર્યજી દક્ષિણના બ્રહ્મકુળદિપક હતા.

લેખક.

**बाँह छुडाये जात हौ, निबल जानिके मोहि;**

**हरदेसें जब जाओगे, मरद कहुगो तोहि.**

ત્યારબાદ ત્યાથી ચાલી સુરદાસજી, આગ્રા અને મથુરાજીની વચમા શ્રીયમુનાજીના કિનારા ઉપર ગૌઘાટ નામક સ્થાનમા, પોતાનુ નિવાસ સ્થાન કરી રહ્યા

હિંદુસ્થાનના સુભાગ્યે, જ્યારે મહાન્ મોગલસમ્રાટ્ અકબર બાદશાહની સત્તા જામી અને હિંદુ મુસલમાનોને સમાન પદવી મળવા લાગી, તેમજ હિંદુ હો કે મુસલમાન હો પરંતુ જે ગુણી હોય તેની કદર થવા લાગી, ગુણીઓની ગુણગ્રાહકતા વધી સમગ્ર ભારતમા ન્યાયી રામરાજ્ય વ્યાપી ગયુ તે સમયે, બાબા રામદાસજી, પુત્રશોધની ઇચ્છાથી ફરતા ફરતા દિલ્હી આવી પહોચ્યા સંગીતવિદ્યામા, તે સમયમા તેઓ એક અદ્વિતીય પુરૂષ હતા સમગ્ર આર્યાવર્તમા તેઓ તાનસેનથી બીજે નંબરે ગણાતા "આઇનેઅકબરી" તેમજ અન્ય મુસલમાન ઇતિહાસ લખનારાઓએ પણ રામદાસજીની પ્રશંસા મુક્તકંઠે કરેલી છે "મુન્તખિબુલતવારિખ" નામક ગ્રંથ મુલ્લા અબદુલકાદિરે ફારસીમા, અકબરના રાજ્યકાળમા લખ્યો છે તેમા રામદાસજીને બીજા તાનસેનનું પદ આપ્યુ છે

જ્યા ઝવેરીઓ વસતા હોય, ત્યા ઝવેરાતનું મુલ્ય અકાયા વિના રહે નહીં અકબરના દરબારમા પણ ગુણ-ગ્રાહક દાનેશ્વરી પુરૂષોનો તોટો નહોતો. તે સમયમા જગતના મહાન્ મહાન્ ભદ્રપુરૂષોથી અકબરનો દરબાર, ઇંદ્રરાજના દરબારની તુલના કરવામા, ભારતવાસીઓને માટે સર્વ પ્રકારે યોગ્ય હતો, જેની ખ્યાતિ આજ પર્યંત ઇતિહાસોમા, સુવર્ણા-ક્ષરે અંકિત થયેલી છે તેમાના અકબરના એક મુખ્યમંત્રી બેરામખા ખાનખાનાન મહાકવિ અને ગુણજ્ઞ હતા તેમની હજુરમા, સેંકડો કવિઓ અને ગવૈયાઓ રહેતા તેઓ મોટા મોટા ઇનામો તથા પગાર મેળવતા, બેરામખાના સુપુત્ર અબ્દુલરહીમ ખાનખાનાએ, ગંગકવિનો એકજ છપ્પય સાભળી છત્રીસ લાખનું ઇનામ એકજ સમયે આપ્યાનુ પ્રસિદ્ધ છે, આવા ગુણગ્રાહક પુરૂષનુ નામ સાભળી રામદાસજી તેની કચેરીમા ગયા, ત્યા સત્કાર પામી, આદર સહિત તેમના ગવૈયાઓમા દાખલ થઇ ગયા

સંવત ૧૬૧૮ મા રામદાસજીના એક દુપદ ઉપર પ્રસન્ન થઈ, ખાનખાનાએ, એક લાખ ટકા રોકડા તથા કેટલુક ઝવે-રાત ઇનામમા આપી દીધુ જેથી બાદશાહે ખાન ઉપર ગુસ્સે થઇ કેટલાક રાજપ્રકરણી કારણો દર્શાવી પદભ્રષ્ટ કર્યા ખાન ગુજરાતમા ચાલ્યા ગયા અને રામદાસને બાદશાહે પોતાની ગવૈયા શ્રેણીમા દાખલ કર્યા, આઇને અકબરીમા ગવૈયાની

ટીપમાં, પ્રથમ પંક્તિના ગવૈયાઓમાં, પ્રથમ નંબરે નામ નોંધાઈ ગયું, અદ્યાપિ પર્યંત ઇતિહાસના અનુભવીઓ જાણેછે

સૂરદાસજી, ગૌઘાટ ઉપર પ્રભુ ભજનમાં દિવસો વ્યતીત કરવા લાગ્યા, પોતે પિતાતુલ્ય મહાન્ ગવૈયા તથા ભગવદ્ ભક્ત હોવાથી, અનેક જીજ્ઞાસુઓ આવવા લાગ્યા તથા પ્રભુપ્રેમામૃતનું પાન કરવા લાગ્યા તેમાં કેટલાક તો સૂરદાસજીના શિષ્ય બની ગયા જે શિષ્ય થતા તેને હરિકીર્તન બનાવીને શિખવતા અને ભક્તિનો ઉપદેશ કરતા ત્યારથી સૂરદાસજી **સૂરસ્વામી** તરીકે પ્રખ્યાત થયા

તે સમયમાં, ઉત્તર હિંદુસ્તાનમાં, શ્રીમદ્ આચાર્યજી શ્રીવલ્લભાચાર્યજી, પ્રસિદ્ધ આચાર્યશિરોમણિ હતા એક સમય આચાર્યશ્રી અડેલથી શ્રીવ્રજમાં પધારતા ગૌઘાટ ઉપર બિરાજ્યા ત્યારે સૂરદાસજી પોતાની શિષ્યમંડલી સહિત, આચાર્યશ્રીને દર્શને આવ્યા, તે વખતે આપે ( શ્રીઆચાર્યજીએ ) આજ્ઞા કરી કે, સૂરદાસજી! કાંઈક ભગવદ્યશ સંભળાવો

ત્યારે સૂરદાસજીએ નિચેનું પદ સંભળાવ્યું

धनाश्री—    हौं हरि सब पतितनको नायक ।
को करि सकै बराबरी मेरी, इतै मानको लायक ॥
जो तुम अजामेल सों कीनी, सोपांति लिख पाऊं ।
होय विश्वास भलो जिय अपने, औरे पतित बुलाऊं ॥

सिमटे जहां तहां ते सबकोऊ, आय जुरै इक ठौर ।
अबके इतने आन मिलाऊं, बेर दुसरी और ॥
होडा होडी मनहुलास करि, करे पाप भरी पेट ।
सबहिन लै पायन परिहौ, यही हमारी भेट ॥
अैसे कितने कहो बनाऊं, सुमरन है भयो आडो ।
अबकी बेर निवार लेउ प्रभु, सूरपतितको टांडो ॥ १ ॥
पद २ जुं— प्रभु में सब पतितनको टीको ।
और पतित सबद्योस चारके, मेंता जनमतहीको ॥
बधिक अजामील गनिका तारी, और पूतनाहीको ।
मोहि छांड तुम और उबारे, मिटे शूल कस जीको ॥
कोउ न समरथ सेव करनको, खेंचि कहत हों लीको ।
मरियत लाज सूर पतितनमें, कहत सबनमें नीको ॥ २ ॥
पद ३ जुं— अब में नाच्यो बहुत गुपाल ॥
काम क्रोधको पहर चोलना, कंठ विषयकी माल ॥
महामोहको नूपुर बाजत, निंदा शब्द रसाल ।
भ्रम भये मन भयो पखावज, चलत कुसगत चाल ॥
तृष्णा नाद करत घट भीतर, नाना बिधि दै ताल ।
मायाको कटि फेंटा बान्यो, लोभ तिलक दियो भाल ॥
सूरदासकी सभी अविद्या, दूर करो नंदलाल ॥ ३ ॥

આ સાભળી શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે, સૂરદાસ તમો સૂર થઇને આવા કાયરના વેણ કેમ ઉચ્ચારો છો ? કાઇક ભગવલ્લીલાનુ વર્ણન કરો ત્યારે સૂરદાસે કહ્યુ કે, હુ કાઇ લીલા જાણુતો નથી જેથી શ્રીઆચાર્યજીએ ફરીથી આજ્ઞા કરી કે, સ્નાન કરી આવો હુ તમને ભગવલ્લીલામા પ્રવેશ કરાવીશ જેથી સૂરદાસજી સ્નાન કરી આવ્યા, મહાપ્રભુજીએ તેમને બ્રહ્મસમર્પણ કરાવી શ્રીમદ્ભાગવતના દશમ સ્કધની અનુક્રમણિકા સભળાવી

બસ! કહેવાનુ રહ્યુ જ શુ? હૃદય ચક્ષુ તો ખુલ્લા જ હતા તેમા શ્રીઆચાર્યજી જેવા સમર્થ ગુરૂના શ્રીહસ્તથી લીલામૃતાજન અજાઇ ગયુ સમસ્ત ભગવલ્લીલા સન્મુખ મૂર્તિમાન થઇ ગઇ, શ્રી આચાર્યજીના કૃપાભાજન બની ગયા. તુર્તજ નિચેનુ પદ ગાયુ

चकइजरी चलि चरन सरोवर, जहँ नहि प्रम वियोग।
जहँ भ्रमनिमा होत नहिं कबहूं, वे सागर सुख जोग ॥
सनकसे हस मीन शिव मुनिजन, नख रवि प्रभा प्रकास ॥
प्रफुलित कमल निमेष न शशिडर, गुजत निगम सुवास ॥
जेहिसर सुभग मुक्ति मुक्ताफल, सुकृत विमल जल पीजे ॥
सो सर छाडि कुबुद्धि विहंगम, इहा रहि कहा कीजै ॥
तहां श्री सहस्र सहित नित क्रीडत, शोभित सूरजदास ॥
अब न सुहाय विषय रसछीलर, वा समुद्रकी आस ॥

ત્યાર બાદ શ્રીમહાપ્રભુજીએ તેમને શ્રીપુરૂષોત્તમ-સહસ્ર નામ સંભળાવ્યું જેથી સમગ્ર શ્રીમદ્ભાગવત કંઠાગ્ર થઇ ગયું ત્યાં ત્રણ[1] દિવસ બિરાજી સૂરદાસને સાથે લઈ શ્રીમહાપ્રભુજી શ્રીગિરિરાજજી ઉપર શ્રીનાથજીના મંદિરમાં પધાર્યા અને સૂરદાસને કિર્તન સેવામાં સ્થાપિત કરી દીધા.

ચંદનને બાળવા છતાં, તેની સુગંધ ફેલાતી જાય છે કેવડાને એક બાજુ ફેંકી દેવાથી તેની સુવાસમાં ઘટાડો થતો નથી મુલ્યવાન્ વસ્તુઓને શોધવાના પ્રયત્નો અરણ્યો અને સમુદ્રોમાં પણ થાયછે તેમ સૂરદાસજી વ્રજની અંદરના શ્રી ગિરિરાજ જેવા એકાંતસ્થાનમાં શ્રીનાથજીના મંદિરમાં રહી, કિર્તન કરતા હતા છતાં પણ તેમના કાવ્યકુસુમની સુગંધ સમગ્ર ભારતમાં પ્રસરી ગઇ, તે છેક દિલ્હીના ઉચ્ચ તખ્તપર બિરાજમાન્ મોગલ સમ્રાટ્ શહેનશાહ અકબરના દરબાર સુધી પહોંચી ગઈ

અકબરની ઇચ્છા થઈ કે, સૂરદાસજીના સ્વમુખથી તેનું

---

[1] આ ત્રણ દિવસમાં સૂરદાસજીએ જન્મલીલા બાળલીલા, ગોકુળલીલા ઇત્યાદિના ઘણા નવા પદ બનાવ્યાં છે તે તમામને અહીં લખવાથી પુસ્તકનું કદ વધી જાય જેથી અટકવું પડે છે પરંતુ અમારો વિચાર "સૂરદાસપદસંગ્રહ" બહાર પાડવાનો છે તેમાં વિસ્તરથી લખવામાં આવશે લેખક

માન સાંભળવુ. જેથી મથુરાના સુબા ઉપર પરવાનો મોકલ્યો કે, સૂરદાસને અમારી હજુરમા રવાના કરો

મથુરાના સુબેદારે આ સમાચાર સૂરદાસજીને કહેવરાવ્યા, પરંતુ ભક્તને કોની પરવા હોય ? જે જગતના બાદશાહની હજુર સુધી જઈ પહોચ્યો હોય, તેને દિલ્હીના બાદશાહની કંઈ જરૂર ? સૂરદાસજી ગયા નહીં, અને કહેવરાવી દીધુ કે, મારાથી ત્યા જવુ નહી બને, હાકેમ ભલો હતો તેણે કેટલાક બુદ્ધિમાન્ સજ્જનો મારફત કહેવરાવ્યું કે સૂરદાસના ન જવાથી કદાચ બાદશાહ એમ સમજી લેશે કે, આ હાકેમથી મારી રૈયતનું રક્ષણ થઈ શકશે નહી, કે જેનું કહેવુ એક સાધારણ સાધુ પણ માનતો નથી ત્યારે બીજા પ્રબળ પુરૂષોને તો કેમ વશ રાખી શકશે ? આવા વિચારથી મને અહીંથી ખસેડી, બીજો હાકેમ નિમે અને તે કદાચ આપ સર્વેને દુઃખ કર્તા થઈ પડે તો અસંભવિત જેવુ નથી માટે આપ મારૂ અને આપનું સારૂ ઇચ્છતા હો તો સૂરદાસને સમજાવી બાદશાહ પાસે મોકલાવો અને તેમાજ લાભ છે

આથી બેચાર ગૃહસ્થોએ સૂરદાસજી પાસે જઈ કહ્યુ કે, મહારાજ ! આપને તો બાદશાહની પરવા નથી પરંતુ હાલના હાકેમથી અમને ઘણું સુખ છે તે જો આપના ન જવાથી પદભ્રષ્ટ થાય અને બીજો અધિકારી આવે તે ધર્મદ્વેષી હોય તો સમગ્ર વ્રજમંડલને હેરાન થવુ પડે, માટે આપ અમારા

હિત સારૂ દિલ્હી પધારો જેથી સૂરદાસજીએ બાદશાહનો પરવાનો વાચી સ ભળાવવા કહ્યુ એક ગૃહસ્થે તે વાચ્યો જેમા લખેલ હતુ કે, “ અમે સાભળ્યુ છે કે, વૃન્દાવનમા સૂરદાસ મોટા કવિ અને ગવૈયા છે તેને અમારી હજુરમા મોકલી દો ’ આ વખતે બાદશાહ ફતેપુર સીક્રી હોવાનુ સાભળી સૂરદાસ ત્યા ગયા બાદશાહને ખબર થતા, આદર સન્માન પૂર્વક કચેરીમા બોલાવ્યા થોડા વાર્તાલાપ અને કુશળ સમાચાર પુછયા બાદ, કાઈક ગાવાનુ કહ્યુ, તે સાભળી સૂરદાસ નિચેનુ પદ બોલ્યા

राग बीलावल— मन रे तुं कर माधोसों मीत ।
काम क्रोध मद लोभ मोह तु छांड सबै बिपरीत ॥+

ઉપરનુ પદ સ પૂર્ણ બોલ્યા તે સાભળી બાદશાહ બહુ પ્રસન્ન થયા તેવામા એક હજુરીયે કહ્યુ કે, કાઈક હજુરની પ્રશસા સભળાવો ત્યારે સૂરદાસે નિચેનુ પદ ગાયુ

नाहि न रह्यो मनमे ठौर ।

नदनदन एकछीन कैसे आनिये उर और ॥
चलत चितवत दिवस जागत, सुपन सोवत राति ॥
हृदयतें वह मदन मूरति छिन न इत उत जाति ॥

---

+ આ પદ “સૂરપચિશી ” નામથી પ્રસિદ્ધ છે જે પચિસ કડીનુ વિસ્તારથી લખવા મા આવશે લેખક.

कहत कथा अनेक ऊधो, लाख लोभ दिखाइ ॥
कहा करौं चित्त प्रेम पूरण घट न सिंधु समाइ ॥
श्याम गात सरोज आनन, ललित गति मृदुहास ॥
सूर ऐसे दरस कारन मरत लोचन प्यास ॥

આ સાંભળી બાદશાહે પુછ્યુ કે, સુરદાસજી ! જ્યારે આપના નેત્રો કાઇ જોઇ શકતા નથી ત્યારે એવા દર્શન માટે પ્યાસથી કેમ મરે છે ?

આનો ઉત્તર સૂરદાસજી તરફથી કાઇ ન મળ્યો ત્યારે બાદશાહે મનમા જ નિશ્ચય કર્યો કે, સૂરદાસના નેત્રો લૌકિકમા કાઇ જોઈ શકતા નથી પરતુ ત્યા ( લીલામા ) જેવુ દેખે છે, તેવુ વર્ણન કરે છે

ત્યાર બાદ કેટલીક ચર્ચા થઈ, છેવટ બાદશાહે કહ્યુ કે, સૂરદાસજી ! આપની ઇચ્છા હોય તે માગી લ્યો જવાબ મા સૂરદાસ બોલ્યા કે, આપના તરફથી વિદાય મળવા સિવાય મને અન્ય કોઈ પણ વસ્તુની ઇચ્છા નથી

આ સાભળી બાદશાહ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, સૂરદાસજી ! આપની બે પ્રકારની તારીફ તો હુ હમેશા સાભળતો, એક તો સ્વત મહાકવિ, બીજી ગાનવિદ્યામા અતિ નિપુણતા પરતુ આજે ત્રીજી એક બાબત એ પણ જોવામા આવી કે, આપ તદ્દન નિસ્પૃહી, નિખાલસ સાચા સાધુ છો

એમ કહી બાદશાહે એક [1]સદી મનસબનો પરવાનો લખાવી સૂરદાસજીને અર્પણ કર્યો સૂરદાસે કહ્યુ કે, હુ તો સાધુ છઊ મનસબ લઈને શું કરીશ? ત્યારે બાદશાહે કહ્યું કે, જેમ આપ સાધુ છો તેમ હુ પણ બાદશાહ છુ આપ આપની સાધુપણાની ટેક છોડી શકતા નથી તેમ હુ પણ મારી બાદશાહી મરતબો કેમ ત્યાગી શકુ? માટે મારી વિનતિ સ્વીકારવી પડશે. આપ આ આવકને પરોપકારમા ખરચી નાખજો.

બાદશાહના અતિઆગ્રહને લીધે, તેમનુ માન રાખી સૂરદાસે એક સદી મનસબ કબુલ કર્યું ત્યારથી સૂરદાસનુ નામ આઈને અકબરી"મા દાખલ થઈ ગયુ સૂરદાસ થોડા સમય પોતાના પિતા સાથે રહી, પાછા વ્રજમા આવ્યા અને અતકાળ પર્યંત શ્રીનાથજીની કીર્તનસેવામા દિવસો વ્યતીત કર્યા.

અમુક પ્રમાણોપરથી એમ જણાય છે કે, વ્રજવાસ દરમિયાન અમુક સમય સૂરદાસજીએ કાશી[2]નિવાસ કરેલ તે

---

[1] એક સદી મનસબના ૩ ભાગ હતા પહેલા નબરના રૂા ૭૦૦ બીજાના રૂા ૬૦૦ અને ત્રીજા નબરના રૂા ૫૦૦) માસિક અપાતા

[2] ગોસાઇ રચિત (ઉર્દુ) ગ્રથમા "કાશીનો ધૂમ્રકેતુ" એ મથાળા નિચે કાશીના સુબેદારના અત્યાચાર વિષે વર્ણન છે તેમાંના એક પ્રસગમાં લખ્યુ છે કે કાશીનો કરોડી હિદુ સાધુઓની કડી તોડતો અને સાધુઓની પર્ણકુટીઓને બળાવી નાખતો તેમના જુલમથી કાશી, પ્રયાગ, અયોધ્યા આદિ સ્થળોમા હાહાકાર થઇ રહ્યો હતો.

વખતે કાશીના અધિકારીનો પ્રજા ઉપર જુલમ વધી જવાથી તેને પદભ્રષ્ટ કરી  વો અધિકારા નિમવા માટે, બાદશાહે એક પત્ર સૂરદાસ ઉપર લખાવો તેમની ઈચ્છાનુસાર નવા હાકેમ નિમવાનુ જણાવેલ, પ્રસ્તુતપત્રનો અનુવાદ  અમો પાછલના ભાગમા આપશુ

જો આ વાર્તા સત્ય હોય તો, હિદુઓને તે એક અતિ ગૌરવનો વિષય ગણાય કે, એક મહાન્ સમ્રાટ્ પોતાના એક [1]કરોડી અધિકારીની નિમણુંક  માટે એક હિન્દુ સાધુનો અભિપ્રાય માગે ત્યારે તે સાધુનો પ્રભાવ કેવો  અને કેટલો સમજવો ? જેના પ્રભાવની છાયા, હિન્દુસ્થાનના પાયતખ્ત ઉપર પણ પડે છે  આવા પૂજ્યપાદ મહાપુરૂષવિષે અમો કેટલા અજ્ઞાન છીએ? એ વિચાર પણ અમને અતિ દુઃખ કર્તા થઈ પડે તો તેમા અસભવિત શુ છે ?

---

૧ અઢી લાખ રૂપિઆ ( તે વખતના સિક્કા ) થી જે સરસુબાની નિમણુક થતી  તેને એક કરોડી હાકેમ કહેવામા આવતો, મોટા મોટા પ્રાંતોના સુબેદારોને આ પગાર મળતો તેઓની સત્તા અત્યારના ગવ-ર્નર જનરલ જેટલી હતી                                        લેખક

એક સમય તેણે  અડેલમા શ્રીગુસાંઇજીના પિતાનુ જૂનુ ઘર–મદિર હતુ ને ખોદાવવાનુ ત્યાંના નમરદાર ( પસાઇતા ) ને કહેવરાવ્યુ. આ વખતે શ્રીગુસાંઇજી પરિવાર સુદ્ધા શ્રીગોકુલમા રહેતા, એડલમા ફકત બે ચાર વૈષ્ણવો સિવાય કોઈ નહોતુ  જે વૈષ્ણવો હતા તેમાથી એક વૈષ્ણવ  શ્રીગોવર્ધન શ્રીગુસાંઇજી પાસે ગયો, અને તમામ વર્તમાન

## અતકાળ.

એક દિવસ સૂરદાસજી, શ્રીગોવર્ધન નજીકના પરાસોલી (ચદ્ર-સરોવર) નામના ગામમા, રાસ ચોતરા પાસે ગયા અને શ્રીનાથજીની ધ્વજાના દર્શન તથા દડવત્ કરતા કરતા ત્યાની રજમા લોટવા લાગ્યા મદિરમા રાજભોગ આવ્યા હતા પરતુ કીર્તનના સમય ઉપર સૂરદાસ જોવામા ન આવવાથી, શ્રીગુસાઈજીએ સેવકોને પુછ્યું કે, સુરદાસજી કેમ જણાતા નથી? ત્યારે એક સેવકે જણાવ્યુ કે, મહારાજ! મે તેમને ચદ્રસરોવર તરફ જતા જોયા છે તેથી શ્રી-

---

કહ્યા આ વખતે સૂરદાસજી ત્યા હાજર હતા, તેમણે એક ભજન બનાવી બાદશાહ પાસે ફતેપુરસીક્રી મોકલ્યુ જેમા કાશીના કરોડીના અત્યાચારનો ઉલ્લેખ હતો

ભજન વાચી બાદશાહ હાકેમ ઉપર ઘણોજ નારાજ થયો, તુરત એક પરવાનો કાશી મોકલ્યો, તેમાં જણાવ્યુ કે, અમારો બીજો હુકમ થતા સુધી તમારે કાશી છોડી ક્યાય જવુ નહીં તેમજ કાંઈ પણ પ્રવૃતિ કરવી નહિ ત્યારબાદ બાદશાહે સુરદાસને ખબર આપ્યા કે તમો અડેલ જઈ, તમારા ગુરૂના સ્થાનની, તમારી ઇચ્છા મુજબ વ્યવસ્થા કરો ત્યાંનો નમરદાર તમારી દરેક પ્રકારે સહાયતા કરશે તેને મે અહીંથી જુદો પરવાનો લખાવી મોકલ્યો છે શ્રીગુસાઈજીની આજ્ઞાથી, સૂરદાસજી બેચાર વૈષ્ણવો સાથે લઈ અડેલ ગયા, અને ત્યા થોડા દિવસ રહ્યા. તે ખબર કાશીમા શેઠ પુરૂષોતમદાસને મળવાથી, તે અડેલ આવ્યા અને સુરદાસજીને ઘણા આગ્રહ સાથે કાશી તેડી ગયા.

ગુસાંઈજીએ સેવકોને તે તરફ મોકલ્યા અને આજ્ઞા કરી કે, " પુષ્ટિમાર્ગનુ જહાઝ " ડુબે છે, દોડો, અને જેને જે વસ્તુની ઈચ્છા હોય તે તત્કાલ ગ્રહણ કરો આવો અમુલ્ય વસ્તુનો ભંડાર પુન પુન મળવો દુર્લભ છે ત્યારબાદ રાજભોગ સરાવી આરતી કરી, પોતે પણ સેવકો સાથે ચંદ્રસરોવર પધાર્યા ત્યા સૂરદાસને રજમા લોટતા જોઈ પુછ્યુ કે, સૂરદાસજી શુ સ્થિત છે ?

ત્યારે સુરદાસજીએ વિનંતી કરી કે, પધારો, હુ આપના દર્શનની રાહ જોઉં છુ એમ કહી નીચેનુ પદ ગાયુ

राग–सारग—देखो देखो हरिजुको एक सुभाय ।
अति गभीर उदार उदधि प्रभु, जानि शिरोमणिराय ॥
राइ जितनी सेवाको फल, मानत मेरु समान ॥
समझि दास अपराध सिन्धुसम, बुन्द न एकौजान ॥
बदन प्रसन्न कमल पद सन्मुख, देखतहि है ऐसो ॥
ऐसो विमुखहु भये सुमुख छवि, जब देखौ तब तैसो ॥
भक्त विरह कातर करुणामय, डोलत पाछे लागे ॥
सूरदास ऐसे प्रभुको कित, दिजे पीठ अभागे ॥

ઉપરનુ પદ સાભળી ચતુર્ભુજદાસ આદિ વૈષ્ણવોએ કહ્યુ કે, સૂરદાસજી ! પ્રભુ મહિમાનો તો, આપે સાગર ભરી દીધો છે. હવે કાંઈક ગુરૂમહિમા સંભળાવો ત્યારે સૂરદાસે જવાબ

આપ્યો કે, હુ તો ગુરૂ અને પ્રભુને એક જ સ્વરૂપ સમજુ છુ એમ કહી નિચેનુ પદ સભળાવ્યુ

**द्रढ इन चरणन केरो, भरोंसो द्रढ इन चरणन केरो ।**
**श्रीवल्लभ नखचंद्रछटा बिना, सब जगमांजु अंधेरो ॥१॥**
**साधन ओर नहीं आ कलिमें, जासौं होत निबेरो ॥**
**सूर कहा कहे द्विविद आंधरो बना मूलको चेरो ॥२॥**

આ પદમા સૂરદાસજીનો શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીગુસાઇજી માટે કેટલો અગાધ પ્રેમ હતો તે જણાઇ આવે છે. "ઇન" શબ્દથી જેમ શ્રીવલ્લભાચાર્યજીમા મારી દ્રઢ આસક્તિ છે તેમ શ્રીગુસાઇજીમા પણ છે એવો અર્થ સૂચવાયો છે આ રીતે શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીગુસાઇજીની એકતા જણાવી છે, માટે આગળ શ્રીવલ્લભનખચદ્ર કહ્યો છે ખરી રીતે અહિઆ ચરણનખચદ્ર કહેવો જોઇએ, પણ તેમ કહ્યુ નથી તેનુ એ પ્રયોજન છે કે, ઉપર શ્રીગુસાઇજીને "ચરણ" કહ્યા છે તેની એકતા જણાવવ ને તેની પુનરુક્તિ અહિઆં કરી નથી શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલેશના ચરણનખચદ્રની છટા વગર આખા જગત્મા અધકાર રહે છે છટાનો અર્થ અહિઆ એમની કૃપા સમજવાનો છે જ્યા સુધી જીવને એમની કૃપા હોતી નથી ત્યા સુધી તે બધા અધસમાન હોય છે. અહિઆ પણ નખચદ્રના "કિરણ" કહેવા જોઇએ તેને બદલે "છટા" શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે,

માટે છટાનો અર્થ વિદ્યુત્‌નો ચમક સમજવી જોઇએ "સબ" થી એવા અર્થનું ધ્વનન થાય છે કે, જેમ વિદ્યુત્પ્રકાશથી એકદમ સત્વરવેગથી અંધકાર નષ્ટ થાય છે તેમ કૃપાકટાક્ષ માત્રથી અજ્ઞાનતા દૂર થઇને સકલવસ્તુના જ્ઞાનનો પ્રકાશ થાય છે કોઇને અહિંઆ શંકા થાય કે નખચંદ્રને તે કૃપા સંભવતી હશે ? તો એના ઉત્તરમા જણાવવાનુ કે, જેમ શ્રી ઠાકોરજી સર્વ અંગે આનંદમય છે તેમ શ્રીઆચાર્યજીના સર્વ અંગ પણ કૃપામય હોઇ શકે, તો નખચંદ્રમા પણ કૃપા સંભવિત છે આ પંક્તિથી સૂરદાસજી એમ કહે છે કે, શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીગુસાંઇજીના ચરણશરણથી સર્વ વસ્તુ સાધ્ય બને છે અર્થાત્ અજ્ઞાન દૂર થાય છે જગત્ એ પણ સત્ય છે અને ભગવદ્રૂપ છે અને જીવ એ ભગવાનના અંશ છે, માટે તેમનુ કર્તવ્ય પ્રભુની સેવા કરવાનુ છે એવુ સત્યજ્ઞાન તેમના હૃદયમા ઉદય પામે છે આ ચરણશરણ સિવાય બીજુ કોઇ પણ સાધન નથી અન્ય કોઇ પણ સાધનનો નિષેધ કરે છે શ્રીઠાકોરજી અને શ્રીઆચાર્યજી એ ભિન્ન છે એમ જે કોઇ જાણે છે તે અંધતુલ્ય છે પણ સૂરદાસજી અહિંઆ કહે છે એ બે સ્વરૂપને ભિન્ન રીતે જોવામા-એમા દ્વૈવિધ્ય નિહાળવામા હુ આંધળો છુ, અર્થાત્ હુ તો ઉભય એક જ સ્વરૂપ છે એમ જાણુ છુ, અને તેથી જ શ્રીઆચાર્યજીના પદો ભિન્ન કર્યા નથી.* અથવા લોક વિધિથી તેમ વેદ-

* આજે પણ વૈષ્ણવમંડળીઓમા શ્રીભગવદ્વાર્તા વંચાઇ રહ્યા બાદ અવકાશ પ્રમાણે તાજા કીર્તનો ગવાય છે પરંતુ ઉપનું પદ

વિધિથી એમ બે રીતે આંધળો છું, કારણકે લોકવિધિ તથા વેદવિધિ બેમાંથી કશામાં પણ મને સૂઝ પડતી નથી હું તો ફક્ત લોકવેદાતીત વસ્તુને જ ગ્રહણ કરૂં છું વળી પોતે પદને અંતે 'વિનામૂલકો' કોઈ પણ વસ્તુની અપેક્ષા વગરનો

---

"દૃઢ ઇન ચરણન કેરો" છેવટમાં બોલાવું જોઈએ એવો નિયમ છે (આ પદ બોલાય એટલે સમાપ્તિ થઈ ગણાય છે) જેમ અન્ય અન્ય સમ્પ્રદાયોમાં "અચ્યુત કેશવમ્" થી સમાપ્તિ ગણાય છે તેમ શ્રીવલ્લભીય સમ્પ્રદાયમાં (પુષ્ટિમાર્ગમાં) ઉપરોક્ત પદથી સમાપ્તિ થાય છે

આ પદની ભાવના માટે જુઓ "પુષ્ટિભક્તસુધા" માસિકનું વર્ષ ૭ અંક ૨ લો આ કીર્તનની પ્રથમ લીટીમાં ૧૩ અક્ષરો છે એનો ભાવાર્થ એવો કે ૮ અષ્ટાક્ષર (**श्री कृष्ण शरण मम**) ૫ પંચાક્ષર મળીને ૧૩ અક્ષરો થાય છે, તેથી આ પંક્તિના પાઠનું ફળ અષ્ટાક્ષર અને પંચાક્ષરના પાઠ તુલ્ય છે ત્યાર પછીની લીટીમાં ૨૧ અક્ષરો છે એટલે ૧૦ પ્રાણ અને ૧૧ ઇંદ્રિયો હોય છે તેમની શુદ્ધિ વિના સઘળું વ્યર્થ છે માટે એમ કહે છે કે આ લીટીથી એ ૧૦ પ્રાણ તથા ૧૧ ઇંદ્રિઓની શુદ્ધિ થાય છે તે શુદ્ધિ માટે સર્વ સાધનનો ત્યાગ કરી શ્રીવલ્લભનો આશ્રય કરવો. લીટી ત્રીજીના પૂર્વાર્ધમાં નિઃસાધનતાનો ઉપદેશ છે તેમાં ૧૮ અક્ષરો છે એટલે શ્રીમદ્ ભાગવતના ૧૮૦૦૦ શ્લોક અગર ગીતાના ૧૮ અધ્યાયના પાઠના ફળ જેટલું ફળ તેથી પ્રાપ્ત થાય છે અર્થાત્ આ લીટીનો એક એક અક્ષર તે ભાગવતના હજાર શ્લોક અને ગીતાના એક અધ્યાય બરાબર છે

આ રીતે આખા પદની ભાવના ત્યાં આપેલી છે જીજ્ઞાસુઓએ ત્યાંથી જોઈ લેવી.

ચેરા છુ એમ કહે છે અર્થાત્ પોતે નિષ્કામવૃત્તિવાળા છે એમ જણાવે છે

આ પદ ઘણું જ ઉચ્ચભાવનાવાળુ છે દરેક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે તો જરૂરથી એનો અર્થપૂર્વક પાઠ કરવો જોઇએ, કારણકે આમા શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીગુસાંઇજીનું સ્વરૂપ સૂરદાસજીએ વર્ણુ યુ છે

આટલુ બોલી અસાવધ થઈ ગયા, નેત્રોની હિલચાલ વિપરીત જોવામા આવી, તુરત જ શ્રીગુસાંઈજીએ નજીક જઈ, આજ્ઞા કરી કે, સૂરદાસજી ! નેત્રોની વૃત્તિ ક્યા છે ?

ઉપરના શબ્દો, શ્રવણમા અથડાતા, સાવધ થઇ નિચેનુ એક અતિમ પદ ગાયુ

राग बिहाग—

खंजन नैनरूप रस माते ।

अतिसे चारु चपल अनियारे पल पिंजरा न समाते ॥

चलि चलि जात निकट श्रवननके, उलट पुलट ताटंक समाते

सूरदास दरसन गुण अटके, नातर अब उडि जाते ॥

"ઉડિજાતે" શબ્દની સાથે જ દેહ રૂપી પિંજરામાથી આત્મારૂપી હંસ ઉડી ગયો

"मन समुद्र भयो सूरको, सीप भये चखलाक,

हरि मुक्ताफल परतहीं, मूदि गये ततकाल."

અહિં આ જ સૂરદાસજીના જીવનવૃત્તની સમાપ્તિ થાય છે

વિશેષ શોચનીય તો એ છે કે, તેમના સમકાલીન કવિઓએ તે વિષે કાંઈ પણ ઈસારો સરખો પણ કર્યો નથી, તેમ તેમના જીવન મરણની મિતિ કે સવત–સાલ લખેલ નથી તેમ પોતે પણ વિશેષ કાંઈ જણાવી ગયા નથી. જે થોડું લખાયેલુ ઉપલબ્ધ થાય છે તે પણ પરસ્પર વિરોધિ છે જેથી હવે જે કાંઇ પણ લખવામા આવે તે કલ્પનાના ઘોડા દોડાવતા જ્યા સુધી ફરી શકે તેટલી મર્યાદામા જ લખી શકાય તેમ છે અસ્તુ

# પ્રકરણ ૫ મું.

## સૂરદાસજીની ભક્તિવિષયક કવિતા

कति न जगति काव्य कुर्वतेऽलंकृतित्वा-
द्भवति तदपि चारु श्रूयते यद्यपीदम् ।
तदपि विषयदोषादुत्तमैर्नेक्ष्यते हि
व्यभिचरति यदि स्त्री किं गुणैः सद्भिरन्यैः ॥

**ભાવાર્થ** —જગતમા કેટલા કવિઓ કાવ્યો કરતા નથી ? તેમા અલંકાર હોવાથી તે સુંદર હોય છે તેમ તેનું શ્રવણ પણ થાય છે તો પણ તેમા વિષયોના દોષ હોવાથી ઉત્તમ પુરુષો એ કાવ્યો તરફ દૃષ્ટિપાત કરતા નથી જો કોઇ સ્ત્રીનામા વ્યભિચાર દોષ હોય તો પછી તેનામા બીજા અન્ય સદ્ગુણો હોય તો પણ શું ?

(શ્રીદેવકીનંદનજીકૃત "रसाब्धिकाव्यम्" सर्ग १४-६१)

મહાનુભાવી સૂરદાસજીના જે કવિતોએ ભકતોના હૃદય સર કરી લીધા છે તે કેવા પ્રકારના છે તે આપણે હવે અવલોકશુ આ કાવ્યો, આજકાલ સાહિત્યસૃષ્ટિમા પાશ્ચાત્ય કુસુમોની માફક ફક્ત બાહ્યથી આકર્ષક પણ વસ્તુત. સૌરભ-

શૂન્ય, કાવ્યો હોય છે તેવા પ્રકારના નથી એમા કોઈ મનુષ્ય-ની પ્રશસા અગર પ્રકૃતિના સૌદર્યનુ નિરૂપણ નથી ફક્ત મનુષ્યજીવનની વિવિધ સ્થિતિઓનુ દિગ્દર્શન, તેમજ સમાજ જીવનના પ્રશ્નોની સમીક્ષા તેમા કરવામા આવી નથી તેનુ કારણ સ્પષ્ટ છે, કે સૂરદાસજી જો કે કાવ્ય બનાવતા હતા, તે છતા તેઓ ફક્ત કાલીદાસાદિની માફક કવિ નહોતા, પણ તેતો જયદેવાદિની માફક ભક્ત કવિ હતા આ ભક્ત કવિઓ હમેશા પોતાના કાવ્યોમા પ્રકૃતિ અને પુરુષથી પર જે અચલ અને સનાતન તત્ત્વ છે, તે તત્ત્વનુ જ યશોગાન તથા તેનુ સ્વરૂપ વર્ણન કરવામા મગ્ન બનતા તેથી સામાન્યત કાવ્ય-શાસ્ત્રોમા જે કાવ્યનુ લક્ષણ આપવામા આવેછે તે રીતે જો આ કાવ્યોની પરીક્ષા કરવામા આવે તો તેમા સામાન્યવાચકને કદાચ સતોષ ન મળે એ સભવિત છે, પણ ઉપર જણા-વવામા આવ્યું છે તે પ્રમાણે આ ભક્ત કવિઓ કદી પણ ઈશ્વરદત્ત કવિત્વશક્તિનો દુરુપયોગ કરતા નહોતા કાલિદાસા-દિએ રઘુવશ અગર મેઘદૂત જેવા કાવ્યોમા ઉત્તમ પ્રકાર-ની કવિત્વશક્તિના ચમત્કારો આપણને દર્શાવ્યા છે તે છતા જણાવવુ જોઈએ કે એ કવિએ પોતાની અદ્ભુત શક્તિનો દુરુપયોગ કર્યો છે જે અલૌકિક શક્તિથી અલૌકિક તત્ત્વોના રહસ્ય ઉકેલવા જોઈએ, તેને બદલે તેને પાર્થિવ તત્ત્વોમાજ રોકી દીધી છે આથી અનેક ગુણોથી શોભિત હોવા છતા પણ, વ્યભિચાર દોષવાળી સ્ત્રીની માફક તે કવિત્વશક્તિ

નિષ્કૃષ્ટપદને પ્રાપ્ત થઈ છે એમ સખેદ જણાવવુ જ પડે છે પણ સૂરદાસજીએ આ ઈશ્વરદત્ત કવિત્વશક્તિને અલૌકિક પ્રદેશમા જ વિહરવા દીધી છે અને એ પ્રદેશમા જ આ શક્તિ વિવિધ રીતે પોતાનું નૃત્ય તથા ક્રાડન નિરકુશ રીતે કરી રહી છે સામાન્ય રીતે કાવ્યનો આત્મા રસ માનવામા આવે છે, પણ તે રસ કયો અને કેવા પ્રકારનો ત વિષયને આલકારિકોએ યથાર્થ રીતે વર્ણવેલો નથી, પણ સૂરદાસજી એ બહુજ નિપુણતાથી અને સૂક્ષ્મતાથી આ વિષય ઉપર પ્રકાશ નાખ્યો છે અને રસ આત્માવાળી કવિતા કેવા પ્રકારની હોય તે તેમણે ઉદાહરણોથી જણાવ્યુ છે તેઓના મતે પરમતત્ત્વ બ્રહ્મજ રસરૂપ છે અને તે રસાત્મક પ્રભુની રસક્રીડા અગર લીલાનુ કાવ્યમા અવતરણ થાય તોજ તે કાવ્યનો આત્મા રસ છે એમ યથાર્થ રીતે કહી શકાય

સૂરદાસજીનું કાવ્યસાહિત્ય અતિ વિપુલ છે તે ભગવદ્વિષયક જ છે ભગવાનના ગુણ તથા લીલા એજ એનો મુખ્ય વિષય છે ભગવાનના સ્વરૂપની સિદ્ધિ જીવને બરાબર થઈ શકે તેટલા માટે સસારની અસારતા તથા મિથ્યાત્વનું ભાન કરાવવુ જોઈએ તેટલા માટે જ્ઞાન તથા વૈરાગ્યના પણ ઉદ્ગારો આ ભક્ત શિરોમણિએ કહાડયા છે અકબર બાદશાહના સમયમા જે જે સમકાલીન કવિઓ થઈ ગયા તે સર્વમા આ કવિ ઉત્તમપદે બિરાજતા હતા તેમા કેઈ પણ જાતની અતિશયોક્તિ નથીજ અન્ય સર્વ કવિઓની

મંડનમા તારકમધ્યમા ચદ્રની માફક એ વિરાજી રહ્યા હતા જો કે ભક્તકવિનો સ્થૂલદેહ પરમાણુ ભેગો મળી ગયો છે છતા તેમની કીર્તિચદ્રિકા અમરત્વને પ્રાપ્ત થયેલા તેમના અક્ષરદેહને હજુ પણ પ્રકાશી રહી છે હિંદી સાહિત્યમા અનેક કવિઓ થઈ ગયા છે છતા તેમની કીર્તિને ક્ષત કરી શકે તેવો બીજો કોઈ થયો નથી તેમની કવિતાનો રસરૂપી આત્મા પ્રસાદ માધુર્ય તથા ઓજસ્ ગુણથી સુશોભિત બનેલો છે, અને તેનો દેહ અનેક શબ્દાલકાર તથા અર્થાલકારના વૈચિત્ર્યથી ભૂષિત અને રમણીય દીસે છે સાહિત્યની દૃષ્ટિએ કવિતા કામિનીને શણગારવામા અન્ય કોઇપણ ભાષાકવિએ આટલી સાવધાનતા વાપરી હોય તેમ જણાતુ નથી આવા ઉત્તમ શણગારથી અલકૃત થયેલી આ કામિની (કવિતા) પોતાના પતિ પ્રભુની શુશ્રૂષા કરવામા તત્પર બનેલી છે તેમ રસિકના કોમલતા, ભાવ વૈવિધ્ય, પદલાલિત્ય, હૃદયગમતા તથા આહ્લાદકત્વ ઇત્યાદિ અનેક ગુણના અબાર સમાયલા છે રસાત્મક પ્રભુના રસવર્ણનથી તે ઉભરાઈ જાય છે નિર્મળ ગગાજીના પ્રવાહની માફક આ રસધારા તેમની કવિતાના ઉદ્યાનમા સતત વહ્યા કરે છે અને સર્વ કાવ્યકુસુમો તથા કલિકાઓને સૌરભયુક્ત બનાવે છે

અહો કવીન્દ્ર ! તમારી કવિતા–ચદ્રિકાનો પ્રકાશ ઝીલનાર કેટલાએ આત્માઓને તમે પુનિત કર્યા છે ! કેટલાઓના હૃદયની ગ્રન્થિઓ છૂટી ગઇ છે ! કેટલાઓની પીપાસા

શાન્ત થઇ હશે ! અને કેટલાઓને જીવનમાંથી અવિદ્યારૂપી તમઃપટલી દૂર કરી સત્યભાનુના દર્શન કરાવ્યા હશે ! તમારી સુધાનું પાન કરનારા કેટલાએ અમરત્વને પ્રાપ્ત થયા છે અને થશે ! સંસારના તાપ તથા કલેશરૂપી અગ્નિથી દગ્ધ બનતા કેટલાએ હૃદયોને તમે અનુપમ શાન્તિરૂપી ઔષધોપચારથી સ્વસ્થ બનાવ્યા છે ?

આ ભક્તકવિની કવિતા અનેક ગુણોનો આકાર હોવાથી એમના સબંધી નીચે પ્રમાણે કહેવાય છે

उत्तमपद कवि गगके, उपमा में बरवीर,
केशव अर्थ गंभीरता, सूर तीन गुणधीर.
कविता कर्ता तिनहैं, तुलसी–केशव–सूर;
कविता खेती इन लुनी, सीलाबिनत मजूर.
तत्त्व तत्त्व सूरे कही, तुलसी कही अनूठि,
बची खुची कबीरा कही, और कही सब झूठी

તેમની કવિતામાં મુખ્ય ૧ સૂરસાગર, ૨ સૂરસારાવલી, ૩ સૂરરામાયણ ૪ સાહિત્યલહરી અથવા દૃષ્ટકૂટ છે આ ઉપરાંત છુટક પદો ઇત્યાદિ હજારોની સંખ્યામાં છે

૧ સૂરસાગર— આ મહાન્ કાવ્યમાં શ્રીમદ્ભાગવતના બારસ્કંધનું હિન્દી ભાષામાં એમની પ્રાસાદિકવાણીમાં અનુવાદાત્મક અવતરણ છે સૂરદાસજી સેવક થયા ત્યારપછીથી શ્રીમદ્વલ્લભાચાર્યજી ઘણી વખત તેમની પાસે શ્રીમદ્ભાગવત-

ની કથા કહેતા, તેમજ પોતે રચેલા શ્રીસુબોધિનીજીનું રહસ્ય પણ તેમની આગળ ઉઘાડતા, વળી દશમસ્કધની અનુક્રમણિકાપણ તેમની આગળ કહી સભળાવવામા આવી હતી એક સમયે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતે દશમસ્કધના શ્રીસુબોધિનીજીના પ્રારભમા કરેલી મગલાચરણની કારિકાનો+ પ્રથમ શ્લોક તેમની આગળ કહ્યો, એટલે તે શ્રવણ કરીને સૂરદાસજીએ તદનુસાર શ્રીઆચાર્યજીની સમક્ષ નીચે પ્રમાણે નવીન પદ તેમને સ્ફુરિત થયુ અને ગાયું

चकइरी चलि चरन सरोवर, जहां न प्रेम वियोग,
तहां भ्रमनिशा होत नहीं कबहु, वे सायर सुख जोग १
तनकसे हस मीन सब मुनिजन, नख रवि प्रभा प्रकाश,
प्रफुल्लित कमल निमेष न शशी अरु, गुजत निगम सुवास २
जिहिं सर सुभग मुक्ति मुक्ताफल, सुकृत विमल जल पीजे;
सो सर छांडी कुबुद्धि विहगम यहां कहा रहि कीजे.
तहां श्रीसहस्र सहित नित क्रीडत, शोभित सूरजदास;
अब न सुहाय विषय रस छिल्लर वा समुद्रको आस

આ પદ શ્રવણ કરીને શ્રીઆચાર્યજીની ખાત્રી થઈ કે સૂરદાસજી ખરેખર કોઈક અલૈકિક કાવ્યશકિત ધરાવે છે,

---

+ नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम् ।
लक्ष्मासहस्रलीलाभि सेव्यमान कलानिधिम् ॥
જુઓ આ પ્રસગ માટે 'ચોરાશી વૈષ્ણવની વર્તા પ્રસગ ૧ )

કારણ કે મગનાચરણુની કારિકામા જ્યા **लक्ष्मीसहस्त्रलीलाभि सेव्यमान कलानिधिम्** એમ કહ્યુ છે તેને સ્થાને અહિઆ તેમણે "તહા શ્રી સહસ્ર સહિત નિત ક્રીડત શોભિત સૂરજ દાસ" આ પ્રમાણે ગાયું છે મૂળની છાયા બરાબર તેમણે આણી છે એમ જાણીને તેમની પ્રશસા કરી શ્રીવલ્લભાચાર્યજીનો પ્રેમ તેમના ઉપર દિન પ્રતિદિન વધતો ગયો હવે દરરોજ ભગવદ્ગુણુની તથા લીલાની અનેક કથાઓ તેમની આગળ વર્ણવામા આવતી હતી આ સઘળુ સાવધાનતાથી સૂરદાસજી ગ્રહણ કરતા આથી હવે તેમનો ભગવાન્‌ની લીલાનો સપૂર્ણ અભિનિવેશ થયો આના પરિણામે એમની કાવ્યશક્તિને વિશેષ સિચન મળ્યુ અને તેથી તે શ્રીમદ્ભાગવતના રૂપમા ખીલી નીકળી અર્થાત્ આ પછી તેમણે શ્રીમદ્ભાગવતને ભાષામા ગાયુ આ કાવ્યનો સગ્રહ સૂરસાગરના નામથી પ્રચલિત છે એમા અનેક પદો મૌક્તિકવત્ પ્રકાશી રહ્યા છે એમાથી અપણે થોડાક ઉદાહરણો અહિઆ લઈશુ આમા ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, સત્સગમહિમા, તૃષ્ણા, અવિદ્યા, ગુરૂમહિમા, તથા પ્રેમલક્ષણા ભક્તિ ઇત્યાદિ અનેક વિષયો ઉપર સ્વતત્ર પદો કુદનની સાથે સુગધની માફક શોભી રહ્યા છે

ભગવાન્‌ની ભક્તવત્સલતા કેવા પ્રકારની છે તેનુ વર્ણન પ્રથમસ્કધમા કરતા સૂરદાસજી કહે છે

॥ राग धनाश्री ॥

**प्रभुको देखो एक सुभाइ ॥**

अति गभिर उदार उदधि सरि जान शिरोमणि राइ ॥१॥
तिनकासों अपने जनको गुण मानत मेरुसमान ॥
सकुचि समुद्र गनत अपराधहि बुंद तुल्य भगवान् ॥२॥
वदन प्रसन्न कमल ज्यों सन्मुख देखत हौं हो जेसे ॥
विमुख भये अकृपिण निमिषहुं फिर चितयो तो तैसे ॥३॥
भक्तविरह कातर करुणामय डोलत पाछे लागे ॥
सूरदास एसे स्वामीको देही सु पीठ अभागे ॥४॥

આ પદમા કહેછે કે ભગવાન્ એટલા બધા ભકતવત્સલ છે કે પોતાના સેવકનો તૃણ જેટલો (ક્ષુલ્લક) ગુણ હોય છતા પ્રભુ મેરૂસમાન માને છે ભક્તના નાના ગુણોને પ્રભુ મહાન્ તરીકે સ્વીકારે છે ભક્ત જે અલ્પ સેવા કરે છે તેને પ્રભુ ઘણી તરીકે ગણે છે કારણ કે પ્રભુ તો ઉદાર સ્વભાવના છે વળી ભક્તના સમુદ્ર જેટલા નિ સીમ અપરાધો હોય પણ તેને આપ બિન્દુ સમાન ગણે છે, આ રીતે ભગવાન્ની ભક્ત-વત્સલતાનુ વર્ણન આમા કર્યુ છે

નીચેના પદમા ભકતનો મહિમા સૂરદાસજી ગાય છે

॥ राग-सारग ॥

जापर दीनानाथ ढरे ॥

सोइ कुलीन बडो सुन्दर सोइ जीनपर कृपा करे ॥१॥

राजा कौन बडो रावणतें गर्वहीन गर्व गरें ॥

रांक व कौन सुदामाहु ते आप समान करे ॥२॥

रूप व कौन अधिक सीतातें जन्म वियोग भरे ॥

अधिक कुरूप कौन कुबिजातें हरि पति पाइ बरे ॥३॥

योगी कौन बडो शंकरतें ताको काम छरे ॥

कौन विरक्त अधिक नारद सों निशि दिन भ्रमत फिरै॥४॥

अधम सुकौन अजामिलहूतें यम तहँ जात डरै ॥

सूरदास भगवत भजन विन फिर फिर जठर जरे ॥५॥

જેના ઉપર દીનાનાથ ભગવાન્‌ની કૃપા હોય છે તે ગમે તે વર્ણનો હોય, કે ગમે તે સ્થિતિનો હોય પણ તેનુ જીવન સર્વથી ઉત્કૃષ્ટ છે, તેજ ખરેખરો કુલીન છે, તથા સુદર છે ભગવાનની કૃપાને પાત્ર થવામા રૂપ અગર કુલ ખપમા આવતુ નથી, પણ ફક્ત પ્રભુ માટેનો પ્રેમ ઉપયોગિ છે સીતાજીનામા રૂપ હતુ છતા પણ તેમને પોતાના પતિનો વિયોગ થયો, તેમના પતિને પ્રસન્ન કરવાનુ સાધન એ રૂપ ન થયું, કારણ કે લગભગ આખી જીદગી સુધી તેમને વિયોગ રહ્યો કુબ્જા ઘણી કદ્રૂપ હતી છતા પણ તેની ઉપર હરિએ કૃપા કરી શકર મહાન્ યોગી હતા છતાં કામ તેને

છળવાને તયાર થયો નારદજી વિરકત જીવન ગાળતા, તોપણ તેમને રાતદિન ભ્રમણ કરવુ પડયુ અજામિલનાથી કોઇ વધારે પાપી અને અધમ નહોતો, પણ ભગવાનની કૃપા એના ઉપર એવી થઈ કે સાક્ષાત્ યમ પણ તેની પાસે જતા ડરતો માટેજ ભગવદ્દભકિત એજ પ્રભુ પ્રસન્નતા માટેનુ સર્વોપરિ સાધન છે જે જીવો ભગવાનનુ ભજન કરે છે તેમનુ જ જીવ્યુ ધન્યપાત્ર છે બાકી અન્યોને માટે તો લક્ષચોરાશીનુ ભ્રમણ તો સરજેલુજ છે આ રીતે આ પદ્યમા ભકતનો મહિમા ગાયો છે

॥ राग केदारो ॥

विनति सुनो दीनकी चित्तदै कैसे तव गुण गावै ॥
माया नटिनि लकुटि करलीने कोटिक नाच नचावै ॥१॥
दर दर लोभ लागि लवै डोलति नाना स्वांग करावै ॥
तुमसों कपट करावात प्रभु जू मेरि बुद्धि भ्रमावै ॥२॥
मन अभिलाष तरंगनि करि करि मिथ्या निशा जगावै ॥
सोवत स्वप्ने में ज्यों सम्पति त्यों दिखाय बौरावै ॥३॥
महा मोहिनी मोह आत्मा मन करी अघहि लगावै ॥
ज्यों दूती परवधू भोरिकै लै पर पुरुष दिखावै ॥४॥

---

શબ્દોના અર્થો નટિની=નર્તકી, નાચ કરનારી, લકુટિ=લાકડી, દરદર=ઘેરઘેર, લ્વૈ=લઇને, સ્વાંગ=વેષ, નિશા=રાત્રિ જગાવૈ=જાગૃત કરેછે, અઘ=પાપ, ભોરિકૈ=ભુલાવો દઇને

मेरे तो तुमहीं पति तुम गति तुम समान को पावै ॥
सूरदास प्रभु तुमारी कृपा बिनु को मों दुःख बिसरावै ॥५॥

આ પદમા સૂરદાસજી દીનભાવથી ભગવાનને સ્તુતિ કરે છે કે હે, પ્રભુ ! હુ આપનુ સ્મરણુ શી રીતે કરૂ ! કારણુ કે જ્યારે જ્યારે હુ આપનુ સ્મરણુ કરવાનો નિશ્ચય કરૂ છુ ત્યારે ત્યારે સસારની માયા મારા નિશ્ચયને ફેરવી નાખે છે નાચનારી જેમ હાથમા લાકડી લઈ અને તેને નચવે છે તેમ માયા પણ મને નચવે છે અનેક પ્રકારના સ્વાગ ધરીને એ માયા મને ડોલાવે છે મારા ચિત્તને અસ્થિર કરે છે હે પ્રભુ ! આપની સાથે પણ મને કપટ કરાવે છે વળી જેમ દૂતી પરવધૂને અવર પુરૂષ દેખાડે તેમ એ પણ મારી સાથે કપટ રમવા જાય છે પણ હે પ્રભુ ! મારા ખરા પતિ તે આપજ છો આપની ગતિને તો આપના સમાન બીજો કોઈપણ જાણી શકે તેમ નથી આપની કૃપા વગર બીજું કોઇપણ મારા દુ ખનુ નિવારણુ કરે તેમ નથી

અવિદ્યા વિષે પણ પોતે ગાય છે

॥ राग मल्लार ॥

*माधव जू यह मेरी इक गाइ ॥
अब आजुते आपु आगेदै लै आइए चराइ ॥१॥
है अति हरहाइ हटकत हु बहुत अमारग जाती ॥

* આ પદના કઠણુ શબ્દોના અર્થ આ પ્રમાણે છે. ગાઇ=ઇન્દ્રિયજનિતવાસના રૂપ ગાય, ચરાઇ=પ્રેમભક્તિરસથી પુષ્ટ કરવી તે,

फिरति वेद बन ऊख उखारति सब दिन अरु सब राती॥२॥
हितकै मिलै लेहु गोकुलपति अपने गोधनमांही ॥
सुख सोउ सुनि बचन तुम्हारे देहु कृपा करि बांही ॥३॥
निधरक रहौं सूरके स्वामी जन्म न जाउं फेरि ॥
मैं ममता रुचि सौं रघुराइ पहिले लेउं निवेरी ॥४॥

આ પદને અન્તે સૂરદાસજી કહે છે કે, હે પ્રભુ! મને પુનર્જન્મ પ્રાપ્ત ન થાવ! સંસારમાથી મારી આસક્તિ પહેલેથીજ છુટી જાવ! અહિં આ પોતાની ઇન્દ્રિયને ગાયની સાથે સરખાવી છે સૂરદાસજી કહે છે કે, આ ગાય ખોટે રસ્તે ચરવાને માટે જાય છે, માટે હે પ્રભુ! તમે તેને સિધે રસ્તે ચરાવો, અર્થાત્ સંસારના વિષયોમા મારી ઇન્દ્રિયની વૃત્તિ આસક્ત થાય છે, તેમાથી તેને ખેચીને પ્રભુ ચરણમા આકર્ષાવો પ્રભુ ચરણમા ઇંદ્રિયોનુ આકર્ષાવુ તે પ્રભુકૃપા ઉપર અવલંબે છે, માટે સૂરદાસજી પ્રભુને આ માટે વિજ્ઞપ્તિ કરે છે આ ઇંદ્રિયોને પ્રભુનુ ભજન કરવાનુ ગમતુ નથી, પણ વેદાદિમા કહેલા સાધનો તરફ મમતા વિશેષ જણાય છે ખરેખર તે સુંદરભૂમિમા ચારો ચરવાનુ મૂકાને શુષ્ક અને વિતૃણભૂમિમા ચારો ચરવા જેવુ છે (વેદાદિના સાધનો એ શુષ્ક અને વિતૃણભૂમિ છે) આ ગાય એકલી ગમે ત્યા ભટકે

હરહાઇ=હરાઇ-ફરતી ફરનારી, જાઉં=ઉત્પન્ન થવુ, હટકતહું=રોકુ છુ, અમાર્ગ=અવળે રસ્તે,

નહિ માટે સૂરદાસજી તેને પોતાની બીજી ગાયો ભેગી ચરવા દેવાને પ્રભુને કહે છે, અર્થાત્ ઇંદ્રિયો ગમે ત્યા સંસારના પદાર્થોમા આસક્ત થાય તે કોઇ પણ રીતે ઇષ્ટ નથી માટે તે પ્રભુ ચરણમા જ આકર્ષાવી જોઇએ ઇંદ્રિયોનો રાગ પ્રભુ સાથે-નોજ સંબંધ થવો જોઇએ પ્રભુમાજ તેનો વિનિયોગ થવો જોઇએ, એવો બોધ સૂરદાસજી આ પદ્યમા જણાવે છે

પ્રથમસ્કંધમા ચિત્તબુદ્ધિનો સંવાદ પણ એટલો જ સુંદર છે તેમાનુ એક પદ્ય રસિકવાચકો માટે અહિંઆ ઉતારીશુ

॥राग–रामकली॥

भृंगीरी भजो चरणकमल पद जहँ नहि निशिको त्रास ॥
जहां विधु भानु समान प्रभानख सो वारिज सुखरास ॥१॥
जीहिं किंजल्क भक्ति नवलक्षग काम ज्ञान रस एक ॥
निगम सनक, शुक, नारद, शारद, मुनिजन, भृंग, अनेक ॥२॥
शिव विरंचि खंजन मनरंजन छिनछिन करत प्रवेश ॥
अखिल कोश तहां वसत सुकृत जन प्रगटत श्यामदिनेश॥३॥
सुनु मधुकरी भरम तजी निर्भय राजीव रविकी आश ॥
सूरज प्रेम सिंधु में प्रफुल्लित तहां चलि करे निवास ॥ ४

અહિંઆ ચિત્ત બુદ્ધિને કહેછે હે બુદ્ધિ ભગવાન્-ના ચરણકમલનો આશ્રય કર ભગવાનના ચરણના નખની પ્રભા ચંદ્ર અને સૂર્યસમાન છે ખરેખર એ ચરણકમલ સુખનો રાશિ છે નવલક્ષણા ભક્તિ ત્યા કિંજલ્ક (પરાગ) ને

સ્થાને છે અને કામ તથા જ્ઞાન સ્તને સ્થાને છે જે ચર ણકમલની સુગંધી લેવાને સનક, શુકદેવ, નારદ વગેરે અને મુનિજનો રૂપી ભમરાઓ ત્યાં ગુંજારવ કરી રહ્યા છે શિવ, બ્રહ્મા ઈત્યાદિક મનોરંજક પક્ષીઓ પણ ત્યાં ક્ષણે ક્ષણે પહો ચવા ઇચ્છે છે અનેક સુકૃતના ઋષિઓ પ્રભુના ચરણકમ- લના છે, માટે હે બુદ્ધિ! તું પણ પ્રેમસિંધુમાં પ્રફુલ્લિત એ ચરણકમલનો આશ્રય કરવાને જા

દ્વિતીયસ્કંધમાં સત્સંગમહિમા વિષે નીચે પ્રમાણે કહે છે —

॥ राग–केदारो ॥

जादिन संत पाहुने आवत ॥

तीरथ कोटि स्नान करे फल जैसो दरशन पावन ॥ १ ॥
नेह नयो दिन दिन प्रति उनको चरण कमल चित्त लावत ॥
मन वच कर्म और नहि जानत सुमिरत आ सुमिरावत॥२॥
मिथ्यावाद उपाधि रहित ह्वै विमल विमल यश गावत ॥
बंधन कर्म कठिन जे पहिले सोउ काटि बहावत
संगति रहै साधुकी अनुदिन भवदुख दूरि नसावत ॥
सूरदास या जन्म मरणतें तुरत परमगति पावत ॥ ४ ॥

સત્પુરુષોના સમાગમથી કોટિતીર્થોમાં સ્નાન કર્યા જેટલું ફલ પ્રાપ્ત થાય છે સાધુપુરુષોની સંગતિ જો હમેશાં રહે તો સંસારના દુઃખનો નાશ થાય છે, અને જન્મમરણ છૂટી જઇને પરમ ગતિ પ્રાપ્ત થાય છે

ભક્તિ સાધન વિષે કહે છે—

॥ राग धनाश्री ॥

जौलौं मन कामना न छूटै ॥

तौ कहा योग यज्ञ व्रत कीने बिनु कन तुस को कूटै ॥१॥

कहा स्नान किये तीरथके अंग भस्म जट जूटै ॥

कहा पुराणन पढेजु अठारह ऊर्ध्व धूमके घूटै ॥ २ ॥

जग सोनाको सकल बडाइ इहिते कछू न खूटै ॥

करनी और कहै कछु औरे मन दश हू दिश लूटै ॥३॥

काम क्रोध मद लोभ शत्रु हैं जो इतनो सुनि छूटै ॥

सुरदास तबहीं तम नासै ज्ञान अग्नि झर फूटै ॥ ४ ॥

જ્યા સુધી કામનાઓનો ધ્વસ થયો નથી ત્યા સુધી ગમે તેટલા સાધનો કરીએ તો પણ ભક્તિનું સુખ મળતુ નથી કણવગર ફક્ત છોડાને કૂટયા કરીએ તેથી કોઇપણ લાભ નથી તેમ ચિત્તની એકાગ્રતા સિવાય, યજ્ઞયાગાદિ ગમે તે કરીએ પણ તે નિરુપયોગિ છે પુરાણાદિનું અધ્યયન હોય તથા, ઉચ્ચ મુખ રાખીને તપ કરીએ તો પણ તે નકામુ છે, વાણી અને કૃતિ એક પ્રકારની હોવી જોઇએ કામાદિ રિપુ-ઓનો નાશ થવો જોઇયે આટલુ થાય તોજ અવિદ્યારૂપી તપ દૂર થશે અને જ્ઞાનરૂપી અગ્નિનો પ્રકાશ હૃદયને ઉજવા-ળશે ભક્તિ ભાવ દૃઢ અને સ્થિર થવાની શીશી સામગ્રીની આવશ્યકતા છે તે સકળ આ પદમા જણાવ્યું છે વળી.—

"सब दिन अैकसे नहि जात"
"गर्व गोविंद हि भावत नाहिं"
"हरि हरि हरि सुमिरो सब कोइ"
"भजन बिनु कूकर शूकर जैसो"
"भजन बिनु जीवत जैसे प्रेत"

ઇત્યાદિ પદો પણ ઘણાજ સુંદર અને ભક્તિભાવથી ભરપૂર છે

ખરૂ આત્મજ્ઞાન શુ અને તે જ્યારે યથાર્થ રીતે થયુ ગણાય તે માટે ભક્તની દૃષ્ટિથી સૂરદાસજી જણાવે છે કે—

॥ राग नट ॥

जौलौं सतस्वरूप नहि सूझत॥
तोलौं मृगमद नाभि बिसारे फिरत सकल बन बूझत॥१॥
अपनोहि मुख मलिन मंदमति देखत दर्पण मांहि।
ता कालिमा मेटवे कारण पचत पखारत छाहिं॥२॥
तेल तूल पावक पुटभरि धरि बनै न बिना प्रकाशत।
कहत बनाइ दीपकी बतियां कैसे धौनम नाशत॥३॥
सूरदास यह गति आये बिनु सब दिन गने अलेखे।
कहा जाने दिनकरकी महिमा अंध नयन बिनु देखे॥४॥

જ્યા સુધી સત્સ્વરૂપનુ જ્ઞાન થાય નહિ ત્યા સુધી

સઘળું જ્ઞાન વ્યર્થ છે ખરૂં આત્મજ્ઞાન પરમાત્મા અને જીવાત્માનો સંબંધ ઓળખવાથી થાય છે આ પ્રકારના આત્મજ્ઞાન સિવાયનું સર્વ જ્ઞાન નકામું છે જેમ મૃગની નાભિમાં કસ્તુરિ ભરેલી હોય છતાં તે એની ગંધથી એને શોધવાને માટે ફાંફા મારે છે, તેમ આત્મજ્ઞાનથી આત્મસ્વરૂપ ઓળખવાને બદલે અન્ય જે કોઇ સાધન કરવામાં આવે છે તે સઘળું મિથ્યા છે આ આત્મજ્ઞાનની આવશ્યકતાને સૂરદાસજી દર્પણનો તથા દિપકના દૃષ્ટાંતો આપે છે દીપક માટે તેલ તથા દિવેટ હોય પણ જો અગ્નિ ન હોય તો દીપક પ્રકટતો નથી તેમ અન્ય સાધનો હોવા છતાં આત્મજ્ઞાન વગર સત્સ્વરૂપ—પરમબ્રહ્મનું સ્વરૂપ સમજાતું નથી માટેજ આ જ્ઞાન વગરનું જીવન પણ નકામું છે જેમ અંધ પુરૂષ સૂર્યના પ્રભાવને જાણી શકતો નથી તેમ આત્મજ્ઞાન રહિત કોઇપણ પ્રભુના સ્વરૂપને જાણી શકતો નથી

સૂરદાસજી પ્રભુના પરમભક્ત હતા તે સર્વને વિદિત છે પોતાના અખિલ જીવનમાં પ્રભુપ્રેમ કેમ પ્રાપ્ત કરવો તેને માટે અહોનિશ તેમને આતુરતા રહેતી ભક્તિ વગરનું જીવન તે ખરેખરૂ જીવન નથી પણ મૃત્યુ છે, એવી એમની દૃઢ માન્યતા થયેલી હતી—પણ આ ભક્તિ તે પ્રભુનાજ ચરણ કમળમાં હોવી જોઇએ પ્રભુ માટે હૃદયમાં નિષ્કામ અને નિરુપધિ પ્રેમ થવો જોઇએ એક પદમાં કહે છે—

॥ राग कान्हरो ॥

जाको मन लाग्यो नंदलाल हि ताहि और नहि भावै हो ।
ज्यो गूँगो गुरखाइ अधिक रस सुख सवाद न बतावै हो ॥
जैसे सरिता मिलै ।मधुको बहुरि प्रवाह न आवै हो ।
ऐसे सूर कमल लोचन ते चित नहिं अनत डुलावै हो ॥

નદલાલ—યશોદાનદ, ગોપીજન વલ્લભ—કૃષ્ણચદ્રમા જેના ચિત્તની આસક્તિ થાય છે તેને બીજા કશા ઉપર રુચિ થતી નથી—જેમ ગુગો માણસ ગોળ ખાય અને તેના સ્વાદનો અનુભવ પોતે જાતેજ કરે છે પણ બીજાના આગળ કહી બતલાવતો નથી તેમ આ ભક્તને જે આનદ થાય છે તે આનદને અન્ય આગળ પ્રકટ કરતો નથી પ્રભુને અનન્ય ભાવથી ભજવામા આવે તોજ તે ભક્તિનુ ફળ—પ્રભુપ્રાપ્તિ થાય છે માટે અન્યપદમા કહે છે "આનદેવ હરિતજી ભજૈ સો જન્મ ગॅवावै" હરિને છોડીને અન્યદેવને જે ભજે છે તે પોતાના જન્મને વ્યર્થ ગુમાવે છે એવો બોધ એમના કાવ્યોમા તે આપે છે આ રીતે અનેક પ્રકારના ઉપદેશાત્મક તેમજ ભાવાત્મક પદો સૂરસાગરમા તરગ માળાની માફક એક પછી એક અવિરત ધારાથી પ્રકટ થયેલા જણાય છે દશમસ્કધમા કૃષ્ણની અનેક પ્રકારની બાલલીલાઓને સાત્વિક ભાવથી ગાઇ છે અને રાસપચાધ્યાયીના વિષયને ગાવામા તો એમની પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ઠા જણાઇ આવે છે ભગવાનની મુરલિકાના નાદનુ

શ્રવણ કરીને ગોપીઓ ઉપર કેવા પ્રકારની અસર થઇ તે વર્ણવતા કહે છે—

। अखिअनको दुख कह्यो न जाइ ।
लिखी चित्रकीसी सबह्वै गइ इक टक पल बिसराइ ॥१॥
काहू सुधि काहु सुधि नाहिं सहज मुरलिका गान ।
भवन रवनकी सुधि न रही तनु सुनत शब्द वह कान ॥२॥
अखिअनते मुरलि अति प्यारी वह वैरनि यह सौति ।
सूर परस्पर कहत गोपिका यह उपजी उदभौति ॥३॥

તેમજ

"अधररस मुरली लुटन लागी"
"अखियां नरखी श्याम मुख भूलो"
"मुरली मधुर बजायो श्याम"
"मुरली सुनत भइ सब बौरी"
"जबही बन मुरली श्रवण परी"
"चकृत भइ गोपकन्या सब कामधाम बिसरी"
"व्रजयुवतिन मन हर्यो कन्हाइ"
"मुरली ध्वनि करी बनवीर"

ઈત્યાદિ વિવિધરાગ યુક્ત મુરલિકા વિષયના પદો કયા રસિકભક્તોને આલ્હાદ આપતા નથી ?

શ્રીમદ્ ભાગવતના હૃદય રૂપ દશમસ્કધસ્થ —

"શ્રી રાસપંચાધ્યાયી" નુ પરમ હાર્દ, શ્રી સુબોધિની જીની અનુસાર સુરદાસજીએ પોતાની કમનીય વાણીમા કર્યું છે બીજા અન્ય કવિઓએ જો કે શ્રીમદ્ ભાગવતને ભાષામા ગાયું છે છતા સુરદાસજીના આ સ્વતંત્ર અનુવાદમા જે રસ પ્રવાહ અસ્ખલિત રીતે વહે છે, તે બીજાઓની ભાષામા નથી ભાગવતકારની રસિકતાને પણ ભક્તવાણીથી વિશેષ રસિક બનાવી છે એમા કોઇ પણ અતિશયોક્તિ નથી રાસપંચાધ્યાયીનુ રહસ્ય સમજાવતા સંક્ષેપમા નીચે પ્રમાણે સૂચન કરે છે—

भार भयो जब पृथ्वीपर तब हरि लीयो अवतार ।
वेद ऋचा होइ गोपिका हरिसौं कियो बिहार ॥
जो कोइ भरताभाव हृदय धरी हरिपद ध्यावै ।
नारि पुरुष कोउ होइ श्रुति ऋचा गति सो पावै ॥
तिनके पदरज जो कोइ वृंदावन भूमाहि ।
परसै सोउ गोपिका गति पावे संशय नाहिं ॥

ગોપિકાઓ એટલે વેદની ઋચાઓ અને કૃષ્ણ તે પરબ્રહ્મ વેદની ઋચાઓનો પરમબ્રહ્મ સાથેનો રાસ એ સૂચવે છે કે, ફક્ત કર્મ કે જ્ઞાનના સાધનથી પરમબ્રહ્મની યથાર્થ પ્રાપ્તિ થતી નથી, પણ જેમ સત્સ્ત્રી સત્પતિને જે વિશુદ્ધ પ્રેમથી ચાહે છે તે ભાવથી ચાહવામા આવે તોજ તે પ્રાપ્તિ થાય છે

'સૂરસાગર" માનુ એક એક પદ રસપ્રચુરછે અહિ-

આ સ્થળ સકોચને લીધે પ્રત્યેક પદ્યના ભાવનુ ઉદ્દ્ઘાટન કરી શકાય એમ નથી વળી લોકોત્તર ભક્તોની વાણી ઘણી જ માર્મિક હોય છે, તે વાણીમા નિરર્થકતા હોતી નથી એક એક અક્ષર પણ ગૂઢાભિનિવેશથી પૂર્ણ હોય છે તેથી તેનુ સ્ફોટન સ્પષ્ટ કરવુ અશક્ય છે

ચિત્રમા પ્રત્યક્ષ થતી રેખાઓનુ સૌન્દર્ય ચિત્રકારજ યથાર્થ રીતે સમજાવી શકે છે, ત સિવાયનો પુરુષ ગમે તેવો રસિક હોય છતા પણ તે સુદરતાને બરાબર રીતે નજ જોઇ શકે, તેમજ ભક્તની વાણીનો મર્મભાગ ભક્ત જાતેજ ખુલ્લો કરી શકે, માટે આથી વિશેષ સૂરસાગરના દૃષ્ટાન્તો અહિ આ આપવા અમે ઇષ્ટ ધારતા નથી

ઉપર જણાવ્યુ તેમ " સૂરસાગર પણ શ્રીમદ્ભાગવતની માફક બાર સ્કધમા છે ભાગવતની કથા અનેક નાના પ્રકારના છદો તથા રાગરાગણીઓથી ઉતારી છે આમ છતા તે ભાગવતનુ અનુકરણ છે એમ કહેવુ તે યુક્ત નથી જો કે સૂરદાસજી પોતે આ ગ્રન્થને ભાગવતના આધારે લખેલુ છે એમ જણાવે છે—

श्री मुख चारि श्लोक दिये ब्रह्माको समुझाइ ।
ब्रह्मा नारदसो कहे नारद व्यास सुनाइ ॥
व्यास कहे शुकदेवसौं द्वादश स्कंध बनाइ ।
सूरदास सोइ कहै पद भाषा कर गाइ ॥

સૂરદાસજીનુ આવુ કથન છે, છતા પણ કોણ કહેશે કે આ ભાગવતનુ તદ્દન ભાષાતર છે સામાન્ય રીતે જ્યારે કોઈ ગ્રન્થનો અન્ય ભાષામા ભાષાતર થાય છે ( ગદ્યમા અગર પદ્યમા ) ત્યારે મૂળનો અર્થ સાવધાનતાથી જાળવવામા આવ્યો હોય છતા પણ રસ તો ઉડી જાય છે એ નિર્વિવાદપણે સત્ય છે પણ અહિઆ તો એ રસનો ઝરો નિર્મળ કાયમ રહ્યો છે આનુ કારણુ ફકત એટલુ જ છે કે સૂરદાસજીએ માત્ર ભાષાની દૃષ્ટિને લક્ષ્યમા રાખીનેઆનો અનુવાદ કર્યો નથી પણ ભકતની દૃષ્ટિ રાખીને તેની રસિકતા જાળવવાને સ્વતત્ર શૈલીથી સમસ્ત ભાગવતને પોતગાયુ છે આથી દશમ સ્કધમા બાલલીલાના જુદા જુદા પ્રસગો, માનલીલા, વસ્ત્રહરણલીલા, મુરલીલીલા, રાસપચાધ્યાયી તથા ઉદ્ધવસવાદ લીલા દરેકે અતિ મનોહર અને હૃદયગમ બન્યા છે, કથા ભાગ ભાગવત ઉપરથી લીધેલી છે ભાગવતનો આધાર છે, પણ ફક્ત તેજ નથી, ભાગવતમા જે નહિ એવુ નવીન તત્વ તેમા ઉમેરેલુ છે, ભાગવતમા નવીન તત્વ ઉમેરવા જેવુ શુ છે તે શ્રીમદ્વલ્લભાચાર્યજીની શ્રીસુબોધિનીજીના વાચકોના લક્ષ્યમા કઇક આવી શકે એમછે, સૂરદાસજીને શ્રીસુબોધિનીજીનુ શ્રવણ શ્રીવલ્લભાચાર્યજીએ કરાવ્યું હતુ—અને તેના શ્રવણથી તેમને લીલાના દર્શન તથા અનુભવનો સાક્ષાત્કાર થયો હતો, તદનુસાર તેમણે આ ભાગવતની કથા સુરસાગરમા ઉતારી છે

સૂરસાગર સંબંધી પ્રચલિત માન્યતા એવી છે કે તેમા સવાલક્ષ પદ છે પણ અત્યારે ઉપલબ્ધ થતા ગ્રંથમા પાચહજારથી સ્હેજ વિશેષ પદ છે

" સૂર–સારાવલી ' આ એમનો અન્ય ગ્રંથ છે આમા સૂરસાગરની સૂચી છે તેમા આસરે ૧૧૦૭ પદ એકજ પ્રકારના છે

"સૂર–રામાયણ આમા રામાયણની કથા બહુજ સુંદર પદોમા ઘણીજ રોચક કરી છે

"સુર સાઠી" નામનુ ૬૦ કડીઓનુ પદ પણ સૂરદાસજીએ બનાવ્યુ છે તેમા મનુષ્યે પોતાનુ જીવન આ સંસારમા કેવી રીતે ગાળવુ એ માટેનો બોધ આપ્યો છે આ સંબંધી ૨૫૨ વૈષ્ણવોમા નીચેની એક વાર્તા છે

એક વણિક વૈષ્ણવ વ્રજમા–ગોપાલપૂરમા રહેતા હતા તે જાતે કોઈ દિવસ દર્શન કરવાને જતો નહોતો, પણ જે કોઇ શ્રીનાથજીના દર્શન કરીને આવે તેની પાસેથી શ્રીઠાકોરજીએ કેવા વાઘા તથા શૃંગાર ધારણ ક્યા છે એવુ પૂછી લે અને પછીથી બીજાઓને મ્હોડે એનુ વર્ણન કરતો તથા અન્યની આગળ પોતે જાણે મહાન્ વૈષ્ણવ હોય તેમ કપટ કરતો આથી બીજા ભોળા વૈષ્ણવોને એનામા ઘણોજ વિશ્વાસ થયો તેથી બધા તેની દુકાનેથી માલ ખરીદતા આ પ્રમાણે બધાઓને ઠગીને એણે ઘણા રૂપીઆ એકઠા ક્યાં એક વખતે સૂરદાસજી તેની દુકાને ગયા એમની

આગળ પણ પેલો વણિક વૈષ્ણવ કપટથી શ્રીનાથજીના શૃગાર-ની વાત કહેવા લાગ્યો સૂરદાસજીએ જાણ્યુ કે આ કોઈ ઠગ છે પણ બહારથી તેને કહ્યુ કે "ચાલો આજે આપણે શ્રીનાથજીના દર્શન કરી આવીએ, પણ પેલા વાણીઆએ ઉત્તર આપ્યો કે આજ નહિ પણ કાલે જઈશુ" જ્યારે જ્યારે સૂરદાસજી એને કહેતા ત્યારે ત્યારે એ કાલ કાલ કરતા આમ એણે ઘણા દિવસ ગાળી નાખ્યા ત્યારે સૂરદાસજી એ તેની આગળ નીચેનું પદ ગાયુ—

**आज काम कल काम परसुं काम करनो ।**
**पहेले दिन वहुत काम काममां पची मरनो ॥**
**जागत काम सोवत काम विमुख भयो चरणो ।**
**छांड काम सुमर श्याम सूर पकड शरणो ॥**

આ પદ સાભળીને તે વાણીયાએ દર્શન કરવા જવાનો નિશ્ચય કર્યો પછીથી શ્રીગુસાઇજીના પણ દર્શન કર્યા આ સમયે સૂરદાસજીએ તે વાણીયાને ઉપદેશ આપવાને "સૂરસાડી" ગાઈ જેમ જેમ સૂરદાસજી ગાતા ગયા તેમ તેમ તે લોભી વાણીઆ ઉપર એવી અસર થતી ગઇ કે દરેક કડી દીઠ રૂ ૧૦૦૦) ની ભેટ તેમણે શ્રીઠાકોરજીને મૂકી, આ રીતે એકદરે રૂા ૬૦૦૦૦) ની ભેટ તેમણે કરી સૂર્યના ઉદયથી અધકાર દૂર થાય તેમ સૂરદાસજીના વચનોની અસર તેના હૃદયમા સજ્જડ થઇ અને અધકાર દૂર થયો તેને તેના પાછલ

કર્મોનુ ભાન થયુ હવે તેનો જન્મ સફળ થયો એમ એ સમજ્યો સુરસાકીની એક એક પંક્તિ વિચારવા જેવી છે

**कृष्ण समर तन पावन कीजे, जो लों जग स्वपनासो जीजे ।**
**" जाग जागरे यहांको तेरो, माया स्वप्न कहेन सब मेरो "**
**" कृष्ण विना तोहि कोन छुडावे, को करुणामय बिर्द कहावे "**
**" कोटिकवार मानसतनु पायो, हरिपथ छोड अपथकुं धायो "**

ઇત્યાદિ પંક્તિઓ ઘણીજ અસરકારક છે અને ગમે તેવો ભગવદ્વિમુખ જીવ હોય તેને સંસારની ક્ષણિકતાની પ્રતીતિ કરાવે છે

એક વખતે સૂરદાસજી માર્ગે જતા હતા, તેવામા તેમણે કેટલાક માણસોને ચોપટા બાજી રમતા જોયા આ લોકો બાજીમા ઘણાજ તલ્લીન બની ગયા હતા રસ્તા ઉપર થઇને જે કોઈ ત્યા પસાર થતા હતા, તેની પણ ખબર એ લોકોને પડતી નહોતી આ જોઇને સૂરદાસજીને ઘણોજ ખેદ થયો તે સમયે એમની પાસે કેટલાક ભગવદીયો હતા તેમને સૂરદાસજીએ કહ્યુ " જુઓ તો ખરા આ લોકો પોતાના કાલનો ક્ષેપ કરે છે ભગવાને ઉત્તમ મનુષ્યનો દેહ આપ્યો છે, છતા તેનાથી એઓ કોઇપણ કલ્યાણ કરી શકતા નથી આવા ઉત્તમ દેહનો ઉપયોગ આ લોકો ચોપાટ રમવામા કરે છે, એ કેટલુ બધુ શોચનીય છે ખરી ચોપાટ તો નીચે પ્રમાણે ખેલવી જોઇએ " એ પ્રમાણે કહીને તેમણે નીચેનુ પદ ગાયુ —

॥ राग केदारो ॥

मन तु समज, शोच, विचार ॥

भक्ति विना भगवंत दुर्लभ, कहत निगम पोकार ॥१॥
साधु संगत डार पासा, फेरि रसना सार ।
दाव अबको पर्यो पूरो, उतरी पेहेली पार ॥ २ ॥
छांड सत्रह सून अठारे, पंचहीको मार ।
दूरि तें तजी तीनि काने, चमक चौंक विचार ॥ ३ ॥
काम क्रोध मद लोभ भूल्यो, ठग्यो ठगिनी नार ॥
सूर हरिके पद भजन विना, चाल्यो दोउकर झार ॥ ४ ॥

આ પદમા સૂરદાસજીએ પાસેના ભગવદીયોને કહ્યુ કે જેમ ચોપાટમા મન સમજ, શોચ અને વિચાર એ ત્રણ વસ્તુ છે, તેમ એ ત્રણ વસ્તુઓ પ્રભુ માટે હોય તોજ ખરી ચોપાટ રમી શકાય છે સમજ એટલે સદ્અસદ્ વિવેક આ કામ કરવુ સારૂ છે અને આ કામ કરવુ ખોટુ છે તે જો સમજ (ગણત્રી કરતા) ન હોય તો ચોપાટ રમતા આવડતી નથી, તેમ આ સદ્ અસદ્નો વિવેક જો જીવમા ન હોય તો તે ભક્તિમાર્ગમા પ્રવેશ કરી શકતો નથી આ ઉપરાત શોચ એ પણ જરૂરનો છે શોચનો અર્થ ચિતા થાય છે જેમ કોઈ દાવ બરાબર પડતો નથી ત્યારે રમનારને ચિતા થાય છે, તેમ અહિયા ભગવત્પ્રાપ્તિ માટે ખરેખરી

ચિંતા જોઈએ સંસાર ઉપરથી આસક્તિ દૂર કરીને પ્રભુમાં પ્રેમ જોડવા માટે ઉક્ત પ્રકારની ચિન્તા જરૂરની છે આ ઉપરાંત વિચાર પણ આવશ્યક છે વિચાર એટલે વિદ્યા–અવિદ્યાના દેહ, ઈંદ્રિય, પ્રાણ, તથા મન ઇત્યાદિ અધ્યાસો દૂર કરવાને વિદ્યા–વિચારની જરૂર છે ચોપાટમાં પણ અમુક દાવ કેમ નાખવો તેના વિચારની જરૂર છે આમ અર્થ લેવાથી આખું પદ સહેલાઈથી સમજી શકાશે આ રીતે તેમણે ચોપાટ ખેલનારાઓને જોઈને આ પદ બનાવી કાઢયું કોઈપણ વિષય ઉપરનું કાવ્ય ગમે તે સમયે સૂરદાસજી બનાવી શકતા હતા એવી અપૂર્વ શક્તિ એમનામાં હતી ખરેખર! તેમની શીઘ્ર કવિતા પણ ભાવવાહિની અને સુરસિક બનતી

# પ્રકરણ—૬ ઠ્ઠું.

## દષ્ટકૂટ પદો.

સૂરદાસજીના દૃષ્ટકૂટકાવ્યો અલંકાર, ધ્વનિ, રસ પ્રકાર તથા નાયક—નાયિકાના અનેક ભેદથી ભરપૂર છે સંસ્કૃત અલંકાર શાસ્ત્રમાં જે જે ઉત્તમ કાવ્યો માટે સામગ્રી નિર્ણીત કરી છે તે સર્વે થોડા તથા ઓછા પ્રમાણમાં આ કાવ્યોમાં જણાય છે આ કાવ્યો મુખ્યત્વે કરીને શ્રીઠાકોરજી તથા શ્રીસ્વામિનીજીના સ્વરૂપના વર્ણન વિષેના છે અથવા તો ઉભયની પરસ્પર સ્નેહલીલા ઉપર લખાયલા છે, પણ એ એટલા બધા સુંદર ભાવવાળા છે કે રસિક, અને સહૃદય ભક્તો તેના રસમાં મગ્ન બની જાય છે જો કે આ કાવ્યોમાં કાવ્ય તરિકેની ઘણીજ ખુબી છે છતા પણ તે ખુબી સમજવી એ સ્હેલું નથી કારણ કે તેના અર્થ ઘણાજ ગૂઢ છે જેઓ કાવ્યશાસ્ત્રથી અનભિજ્ઞ છે તેતો ભાગ્યેજ તેમાં પ્રવેશ કરવાને પણ સમર્થ હોય છે જે માણસ અલંકાર રસ તથા ધ્વનિની ખુબી સમજવાની યોગ્યતા ધરાવતા નથી તે આ કાવ્યોને સમજી શકે એ સંભવિત નથી છતા આ કાવ્યોએ વૈષ્ણવોમાં ઘણો આદર પ્રાપ્ત કર્યો છે, અને તેથી વૈષ્ણવો તેને સમજતા હોય કે ન હોય તો પણ તેનાથી મુગ્ધ બની ગયા છે એની તો કોઈ પણ ના નહિજ કહી શકે, આ

દૃષ્ટકૂટ કાવ્યોમા સૂરદાસજીની વિદ્વત્તા તથા રસિકતા ઉભરા જણાઇ આવે છે એ કાવ્યોમાના કેટલાકના અર્થ પ્રસાદી તરિકે આપવામા આવે છે

પ્રથમ આપણે શ્રીસ્વામિનીજીના સ્વરૂપના વર્ણન વાળુ એક પદ લઇએ

॥ राग सारग ॥

राधे यह छवि उलटी भइ ॥
सारंग उपर सुंदर कदली तापर सिंघ छइ ॥ १ ॥
ता उपर द्वे हाटक वरणे मोहनि कुभमइ ।
ता पर कमल कमल बिच विद्रुम तापर कीरलइ ॥२॥
ता उपर द्वे मीन चपलहे सुरती साथ रही ।
सूरदास प्रभु देख अचंभो कहतहि परत नही ॥३॥

અર્થ—એકસખી શ્રીસ્વામિનીજી પાસે આવીને તેમના સ્વરૂપનુ વર્ણન કરે છે તે કહે છે, હે રાધે ! આ તમારી છબિ (રૂપ) [1]ઉલટી થઇ છે અર્થાત્ તેની સમાન જગત્‌મા બીજી કોઇ પણ નથી તારા રૂપની સાથે સૃષ્ટિનુ કોઇ પણ સૌદર્ય સરખાવી શકાય એમ નથી તારા દેહ સૌદર્યને જોઇને દરેકના નેત્રમા અગર હ્રુદયમા આશ્ચર્યની લાગણી ઉત્પન્ન થાય છે આશ્ચર્યનુ કારણ શુ તો તે જણાવે છે. રાધા !

શબ્દાર્થ (૧) ઉલટી ભઇ=આશ્ચર્ય ઉત્પન્ન કરનારી થઇ.

તારા ચરણ ( [1]સારંગ–કમળ ) ઘણાંજ સુંદર છે એ ચર ણની ઉપર બે જ ઘાઓ ([2]કદલી–કેળ) સુંદર શોભી રહી છે, તેની ઉપર નાજુક કટિ–કેડ[3] ( સિંહની કટિ જેવી સુંદર હોવાથી સિંહની સાથે સરખાવી છે ) શોભી રહી છે આ કટિના ઉપર બે ઘણાજ મોહક સ્તનો ( ઉરજ ) ( હાટકના કુંભ=સોનાના ઘડા) બિરાજી રહ્યા છે તેની ઉપર વળી મુખ ની (કમળ) શોભા તો ઓરજ છે આ મુખના મધ્ય ભાગમાં અધરોષ્ઠ ( વિદ્રુમ ) [5]પોતાની મનોહરતાને દાખવી રહ્યો છે આ અધરોષ્ઠની ઉપર નાસિકા ( કીર=મોર ) આવી રહી છે, અને તેની નજીક બે ચપલનેત્રો છે ( મીન=મત્સ્ય ) આ નેત્રો તારી સુરતને સાધી રહ્યા છે તારું સૌંદર્ય એટલું

(૧) સારંગ=કમળ અથવા હંસ, બન્ને અર્થ અહિંઆ લઈ શકાય છે આલંકારિક ભાષામાં તે ચરણને માટે અગર ચરણની ગતિને માટે વપરાયો છે અર્થ કરતી વખતે ચરણ સમજવો (૨) કદલી=કેળ અહિંઆ પગના જાંગની સાથે સરખાવવામાં આવ્યો છે માટે અર્થમાં "જાંગ" સમજવા (૩) સિંહ=સિંહની કટિજેવી કેડ સામાન્ય રીતે સ્ત્રીની કટિની શોભાનું વર્ણન કવિને કરવું હોય તો તે સિંહની કટિ જેવી એમ કહે છે (૪) હાટક એટલે સોનું અને કુંભ એટલે ઘડો સ્તનને સોનાના ઘડાની સાથે સરખાવવામાં આવ્યા છે સુવર્ણમય કહેવાનું પ્રયોજન તેની અતિ સુંદરતા તથા લાવણ્યતનું સૂચન કરવા માટે છે (૫) વિદ્રુમ=પરવાળા અધરોષ્ઠને પરવાળાની સાથે સરખાવ્યું છે

અવર્ણનીય છે કે સૂરદાસજીના પ્રભુ કહેતા લલિતત્રિભંગી રસેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર પણ તેને નિહાળીને ચકિત થઈ જાય છે આથી તમારા રૂપનુ કે પ્રીતિનુ વર્ણન કોઈથી પણ થઈ શકે એમ નથી

આ દૃષ્ટકૂટના અર્થ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે આમા સૂરદાસજી સખીદ્વારા શ્રીસ્વામિનીજી (રાધિકાજી)ના સ્વરૂપનુ વર્ણન કરે છે તેમા ચરણથી આરંભીને નેત્ર સુધી પ્રત્યેક અંગનુ સૌંદર્ય લીધુ છે ચરણ, જંઘા, કટિ, ઉરજ (છાતી), મુખ, અધરોષ્ઠ, નાસિકા, અને નેત્ર એ દરેકને એક પછી એક લીધા છે ચરણને કમળ સાથે અગર ચરણની ગતિને હંસની ગતિ સાથે, જંઘાને કેળની સાથે, ઉરજ (છાતી, સ્તન)ને સોનાના બે ઘડા સાથે, મુખને કમળ સાથે અધરોષ્ઠને પરવાળા સાથે, નાસિકાને કીરની સાથે, અને નેત્રોને મીનની સાથે, એક પછી એક સરખાવવામા આવ્યા છે આ વર્ણનમા વર્ણનીય ચરણ, જંઘા ઇત્યાદિનુ વાચ્ય શબ્દોથી વર્ણન કર્યું નથી પણ તેને બદલે સારંગ, કદલી ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ અહિંઆ કર્યો છે, અર્થાત્ અલંકાર શાસ્ત્રની પરિભાષામા કહીએતો *ઉપમેય ચરણ જંઘા ઇત્યાદિનુ ઉપમાન સારંગ, કદલી ઇત્યાદિમા નિગરણ અગર અધ્યવસાન થયું છે માટે આ

* ઉપમેય—જ્યારે એક વસ્તુને બીજી સાથે કવિ સરખાવે ત્યારે જે વસ્તુ સરખાવવામા આવે છે તેને અલંકાર શાસ્ત્રમા ઉપમેય કહે છે અને જે વસ્તુની સાથે સરખાવવામા આવે તેને ઉપમાન કહે છે

*અતિશયોક્તિ અલંકારનું દૃષ્ટાન્ત છે આ અતિશયોક્તિના ભેદમાઅભેદ, અભેદમા ભેદ,[1]સંબન્ધમા અસંબન્ધ,અસંબન્ધમા સંબન્ધ, અને કારણ કાર્યના ક્રમનું ઉલ્લંઘન એમ પાચ ભેદ છે તેમાથી અહિંયા ભેદમા અભેદ નામનો વિભાગ છે કારણકે ચરણ, ઝંઘા ઈત્યાદિ અને સારંગ, કદલી વગેરેમા પરસ્પર ભેદ છે છતા તે એક છે એમ આ વર્ણનમા કહ્યુ છે

શ્રીસ્વામિનીજી અથવા રાધા એ પણ રસાત્મક પ્રભુની સિદ્ધિ શક્તિરૂપ છે **रसो वै स** એ તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનંદ વલ્લીથી બ્રહ્મનુ સ્વરૂપ રસાત્મક છે એ સિદ્ધ છે યશોદોત્સંગલાલિત કૃષ્ણચંદ્ર પણ એજ પરબ્રહ્મનુ પૂર્ણ રસાત્મક સ્વરૂપ છે કારણ કે કૃષ્ણ શબ્દનો અર્થ

---

દાખલા તરિકે, કવિ ન મુખને ચંદ્રની સાથે સરખાવતો હોય, જેમ "તે તરુણીનુ મુખ ચંદ્ર જેવું સુંદર છે" આ દૃષ્ટાંતમા મુખ એને ચંદ્ર સાથે સરખાવ્યુ છે માટે મુખ એ ઉપમેય અને ચંદ્ર એ ઉપમાન જો કાવ્યમા ઉપમેય આપેલો નહોય પણ તે ઉપમેયનુ ઉપમાન તરીકે વર્ણન કરેલુ હોય અર્થાત્ ઉપમેયનુ ઉપમાનમા નિગરણ અગર અધ્યવસાય થયો હોય તો તેને અતિશયોક્તિ અલંકાર કહેવામા આવે છે, જુઓ **साहित्यदर्पण–"सिद्धत्वेऽध्यवसाय-स्यातिशयोक्तिर्निगद्यते ॥**

**१ भेदेऽप्यभेद सम्बन्धेऽसम्बन्धस्तद्विपर्ययौ ।**
**पौर्वापर्यात्यय कार्यहेत्वो सा पञ्चधाततः ॥**

જુઓ વિશ્વનાથનુ **साहित्यदर्पण परिच्छेद–१०–४६**

પણ એજ છે [1]કૃષ્= સત્તા અને ણ=આનંદ આ બન્ને શબ્દો એકઠા કરીએ તો સદાનંદ સ્વરૂપ થાય છે શ્રી આચાર્યજી મહાપ્રભુજી પણ કહે છે કે, શ્રીગોપીજનોના હૃદયમા જે ભાવાત્મક સ્વરૂપ છે તેનુ બહિઃ પ્રાકટ્ય એજ કૃષ્ણ છે અર્થાત્ કૃષ્ણ એ રસ સ્વરૂપ છે, એ અનેક શ્રુતિ તથા ભાગવતના પ્રમાણોથી સિદ્ધ કરી શકાય એમ છે માટે સંપ્રદાયમા કૃષ્ણ રસાત્મક સ્વરૂપે ભજનીય છે આ રસ-સ્વરૂપ કૃષ્ણની [2]સિદ્ધિશક્તિરૂપ રાધિકા છે રસ અને તેની સિદ્ધિ શક્તિ એ ઉભય જુગલ સ્વરૂપ છે, અને તેમના સહકાર્યથી સૃજન ઈત્યાદિ સર્વ કઇ બની જાય છે જ્યા સુધી ઘટપટાદિ કાર્યો તેના સિદ્ધ સ્વરૂપે ન હોય ત્યા સુધી આપણે તેને કદી પણ દૃષ્ટિગોચર કરી શકીએ નહિ જ્યારે તે સિદ્ધ હોય તોજ જોઇ શકાય છે, તેમ રસાત્મક બ્રહ્મનો સાક્ષાત્કાર તેની સિદ્ધિ શક્તિથીજ થઈ શકે છે બ્રહ્મ અને તેની સિદ્ધિ શક્તિ તે ભિન્ન નથી પણ ઉભય એકજ છે સિદ્ધિ શક્તિથીજ બ્રહ્મની મહત્તા છે માટેજ ભક્તો રાધાજીના યશોગાન વિશેષ કરે છે શ્રી સ્વામિનીજી ન હોય

---

१ कृषिर्भूवाचक शब्दो णो निवृत्तिवाचक ।
तयोरैक्यं पर ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

૨ રાધા એ સંપ્રદાયની દૃષ્ટિએ રસાત્મક બ્રહ્મની સિદ્ધિ શક્તિ છે એ સિદ્ધાન્ત માટે જૂઓ **વેણુનાદ** વર્ષ ૧ લાના અંક ૩ મા, શ્રી હરિરાય ચરણનો **सिद्धिशक्तितारतम्य** નામનો સંસ્કૃત ગ્રંથ

તો આનદઘન રસપ્રચુર પ્રભુના દર્શનનો સાક્ષાત્કાર થવો દુર્લભ છે પ્રભની પ્રાપ્તિ કરાવી આપનાર શ્રી સ્વામિનીજીજ છે અહિયા તેમના સાદર્યનુ વર્ણન સૂરદાસજીએ કર્યું છે આ પદમા નાયિકા મધ્યાજ્ઞાતયૌવના છે, નાયિકાના શ્રી અગમા યાવન પૂરબહારથી વિલસી રહ્યુ છે સ્મરપણ શ્રી અગની શોભા જોઇને તેમના હૃદયમા શ્રી ઠાકોરજીને વશ કરવા (શ્રીસ્વામિની પ્રતિ તેમને આકર્ષવા) સ્થાન લેવાને લલચાઇ રહ્યો છે, માટે *મધ્યાનાયિકા છે

આવીજ રીતનુ અન્યપણ પદ શ્રી સ્વામિનીજીના સ્વરૂપ સૌન્દર્ય વિષેનુ છે તે નીચે પ્રમાણે

॥ राग नट ॥

राधे तेरी उपमा नाहीं न आनसों ॥

सुरभि सुतपति ताको भूपण आनन देख लजानसों ॥१॥

सिधु सुतापति ता सुत सुत रन उदिनन पूजे भानसों ।

---

* જુઓ साहित्य दर्पण ३–५९

मध्या विचित्रसुरता प्ररूढस्मरयौवना ।

ईषत्प्रगल्भवचना मध्यमव्रीडिता मता ॥

આનો મધ્યાનાયિકાનુ લક્ષણ આ છુ કે તે મન જુદી જુદી જાતના સુરતમા હોય છે (નાયક સાથે સુરતની ઇચ્છા તેને થાય છે), સ્મર અને યૌવન તેનામા ખીલેલા હોય છે, તેના વચનો કઇક પ્રગલ્ભ હોય છે અને તેનામા મધ્યમ વ્રીડા (લજ્જા) પણ હોય છે.

**मोन रसाल कोकिल सुर साधे अम्बुज चित्त अभिमानसों ।२।**
**विद्रुम अधर दशन दार्यों कण भृकुटि धनुष सुठानसों ।**
**सूरदास प्रभु सो जब मिलिहै सुकल रुपकल्यानसों ॥ ३ ॥**

શબ્દાર્થ–૧ આનસો=બીજાની સાથે. સુરભિ સુતપતિ= =મહાદેવ ( સુરભિ=ગાય, તેનો પતિ=વૃષભ અગર પોઠીઓ તેના પતિ=મહાદેવ, કારણકે મહાદેવજીનુ વાહન બળદ છે ) સુ પતિ ભૂષણ=ચન્દ્ર ( ચન્દ્ર એ શિવના મસ્તક ઉપર બિરાજે છે માટે તેને ભૂષણ કહ્યુ છે ) આનન=મુખ લજાનસો=લજ્જા યુક્ત થયો ૨ સિન્ધુ સુતાપતિ=ભગવાન્ (સિન્ધુસુતા=લક્ષ્મી એ સમુદ્રની પુત્રી છે કારણકે તેનુ જન્મસ્થળ સમુદ્ર છે તેના પતિ વિષ્ણુભગવાન્ ) સિન્ધુ સુતા પતિ તાસુત સુતધન– ભગવાનના પુત્રના પુત્રનું ધન ( ભગવાનના પુત્રનુ નામ પ્રદ્યુમ્ન છે તેમના પુત્ર અનિરુદ્ધ હતા અને અનિરુદ્ધ જીનુ ધન તેમના પત્ની ઉષા છે આથી એ આખા શબ્દનો અર્થ ઉષા=પ્રભાત છે )=ઉદિત ઉદય પામેલો ભાનસો ભાનુને, સૂર્યને, મીન=માછલુ ( અહિ આ મીનની રસાલતાને નેત્રની શોભા આગળ તુચ્છ કહી છે અમ્બુજ=કમળ (કોકિલના સ્વરને વાણીની શોભા અને કમળ ને મુખની શોભા આગળ તુચ્છ ગણી છે વિદ્રુમ=પરવાળા અધર=નીચલોઓઠ દશન=દાંત સુઠાનસો=સુન્દરસ્થાનમા શોભી રહ્યા છે

ભાવાર્થ—આ પદ્યમા પણ ઉપરની માફક સખી શ્રી સ્વામિનીજીને કહે છે, હે રાધે! તારા લાવણ્યની ઉપમા હુ કોની સાથે આપી શકુ એ મને સહમજણ પડતી નથી તારૂ સૌંદર્ય સરખાવવાને મને કોઈ પણ ઉપમાનજ જડતુ નથી તારૂ મુખ ખરેખર ઘણુ જ સુદર છે તેને તો હુ શી રીતે કશાની સાથે સરખાવી શકુ! સુરભીસુત કહેતા વૃષભ તેના પતિ મહાદેવજી તેમના ભૂષણ રૂપ ચદ્ર તેપણ તારા મુખના દર્શનથી લજવાઇ ગયો છે ચદ્રપણ તને જોઇને એમ સમજી ગયો છે કે મારા કરતા પણ આ સુદરી ઘણીજ લાવણ્યવતી છે તેથી તે બિચારો પોતાનુ મુખપણ દેખાડી શકતો નથી વળી સિધુ સુતા કહેતા લક્ષ્મી તેના પતિ ભગવાન્ અને તેમના પુત્ર પ્રદ્યુમ્ન અને તેના પણ પુત્ર અનિરુદ્ધજી તેમના ધન રૂપ તેમની પત્ની ઉષા (પ્રભાત) તે પણ ભાનુ (સૂર્ય) સહિત તારા મુખને પૂજે છે અર્થાત્ ચદ્ર ઉષા તથા ભાનુના સૌંદર્ય કરતા તારૂ સૌંદર્ય અધિક છે એવો વ્યગ્યાર્થ આમા સમાયો છે જ્યારથી મત્સ્યોએ તારા રસિક નેત્રોને જોયા છે ત્યારથી તેમનુ અભિમાન ઉતરી ગયુ છે કોકિલો પણ તારી વાણીને શ્રવણ કરીને દર્પ-હિત થયા છે, અને બિચારા કમળોએ તો જ્યારથી તારૂ મુખ જોયુ ત્યારથી ગર્વને તો દૂર ફેકી દીધો છે અર્થાત્ તારા નેત્રમા મીન કરતા વધારે રસાલતા છે, વાણીમા કોકિલના સ્વર કરતા વધારે મધુરતા ભરી છે, અને મુખમા કમળ કરતા વધારે સુદરતા છે, વળી

પરવાળાની શોભા તારા અધરમા ગલિત થાય છે, દાડેમના કણની તારા દાતની કળીઓમા થાય છે, ધનુષ્યબાણુની શોભા તારી ભૃકુટિમા સમાઇ જાય છે પરવાળા કરતા તારા અધરોષ્ઠની શોભા અધિક છે દાડેમના બીજ કરતા તારી દાતની કળીઓમા વધારે રક્તતા છે, અને ધનુષ્યબાણ કરતા તારી ભૃકુટિમા વક્રતા વધારે છે (ભૃકુટિ વક્રહોવી એ સૌદર્યનુ એક ચિન્હ છે) આપ્રમાણેની સખીની ઉક્તિ સાભળીને રાધાજી કહે છે, હે સખી! તુ જે મારા સૌદર્યનુ વર્ણન કરે છે તે મે જાણ્યુ, પણ હુ એટલુ જ કહુ છુ કે, એ શોભા યથાર્થ ત્યારે જ કહેવાય કે શ્રીઠાકોરજી (સૂરદાસજીના પ્રભુ) મને મળે અને હુ તેમની સાથે રસલીલા કરૂ આ રૂપની કૃતાર્થતા ત્યારે જ થઇ શકે

ગમે તેટલુ સૌદર્ય હોય પણ તેનો વિનિયોગ પ્રભુ માટેજ થાય એ રૂપથી જો પ્રભુની પ્રાપ્તિ થાય તોજ તે રૂપ કલ્યાણકારી છે રૂપ ગમે તેટલુ હોય પણ જો તેથી પ્રભુની પ્રાપ્તિ ન થઈ શકે તો તે નિરર્થક છે, એવો ધ્વનિ આ છેલ્લી પક્તિમા રહ્યો છે

આ પદ્યની પ્રથમ તૂકની પ્રથમ પક્તિમા "અસમ" નામનો અલકાર છે, કારણકે રાધાજીના મુખની ઉપમા જ જગતમા નથી, તેનો સદતર નિષેધ કર્યો છે, તેના જેવુ બીજુ કોઇપણ નથી તત્સમ પદાર્થના નિષેધમા આ અલકાર

હોય છે બીજી પક્તિમા [1]પર્યાય નામનો અલકાર છે અહિ આ ઉપમેય રાધાના મુખનુ ઉપમાન ઉષા તથા ભાનુ કરતા આધિક્ય સૂચવવુ છે, પણ આ આધિક્ય ઉપમાનનો તિરસ્કાર કરીને દેખાડ્યુ છે, જેમકે ઉષા તથા ભાનુ તારા મુખને પૂજે છે ? બીજી તૂકમા પણ મીન, કોકિલ તથા અબુજનો તિરસ્કાર કર્યો છે તેમની શોભા, નયન, વાણી અને મુખના કરતા ઉતરતી છે એમ જણાવ્યુ છે રાધાના નયન, વાણી, અને મુખ જોતાભીન, કોકિલ તથા અબુજનુ અભિમાન ઉતરી જાય છે આથી પણ ઉપમાનના તિરસ્કારપૂર્વક ઉપમેયનુ આધિક્ય અહિ આ દર્શાવ્યુ છે, ત્રીજી તૂકમા* રૂપક નામનો અલકાર છે, કારણકે વિદ્રુમ દાડેમની કણ અને ધનુષ્યનો આરોપ અધર, દાત, અને ભ્રૂકુટિમા થયો છે અર્થાત્ અધર એ વિદ્રુમ છે, દાત એ દાડમના કણ છે અને ભ્રૂકુટિ એ ધનુષ્ય છે

---

૧ મમ્મટના કાવ્ય પ્રકાશમા પર્યાયના બે ભેદોમા એકમા ઉપમેયનુ આધિક્ય દેખાડવાને ઉપમાનનો તિરસ્કાર કર્યો હોય ત્યારે પણ આ અલકાર હોય છે એમ કહ્યુ છે, પણ સાહિત્યદર્પણકાર આ ભેદ આપતા નથી એમને મતે **व्यतिरेक** અલકાર આદષ્ટાતમા છે એમ સમજવુ

**आधिक्यमुपमेयस्योपमानान्न्यूनताथवा ॥**

**सा द १०-५२**

*** रूपक रूपितारोपाद्विषये निरपह्नवे**

**साहित्य दर्पण १०-२८**

એવો અભેદ અહિંયા આચાર્યજીએ વ્યગ્યાર્થથી દર્શાવ્યો છે

"સિંધુસુતાપતિ તા ગુન તા ગુનપન" ઇત્યાદિમા મૂળ અર્થને ગુપ્ત રાખવામા આવ્યા છે આવી જાતની કાવ્યની રચનાને આલંકારિકો [1]પ્રહેલિકાના નામથી ઓળખે છે પ્રહે-લિકાના મુખ્ય બે ભેદ હોય છે સ્પષ્ટ શબ્દો હોય છતા પણ અર્થ ગુપ્ત હોય તે એક અને તે શબ્દો નહિ પણ તેના પર્યાય વાચક શબ્દો આપ્યા હોય અને તેની અર્થ ગુપ્ત હોય તે પહેલી સ્પષ્ટાર્થા કહેવાય છે અને બીજી અન્ય હૃતાર્થા કહેવાય છે અહુઆ બીજા પ્રકારની પ્રહેલિકા છે

અહિઆ ઉપરની માફક જ્ઞાતયૌવના મધ્યા નાયિકા છે આ પદમા શ્રી સ્વામિનીજીના પરમસાન્દર્યનુ વર્ણન સૂરદા-સજીએ કર્યું છે પર્યાય—રૂપક ઇત્યાદિ અલંકારોથી રાધા અલૌ-કિક રૂપવતી છે એવો વ્યંગ્યાર્થ ફલિત થાય છે માટે અર્થશક્ત્યુદ્ભવાનુરણનધ્વનિ આ પદમા છે શ્રી રાધાજીના શ્રી અંગની શોભા ચંદ્ર, ઉષા, સૂર્ય કમલ, કોકિલ, વિદ્રુમ ઇત્યાદિ ગૃહિણીના શણગારરૂપ સુંદર તત્ત્વોથી પણ અધિક છે રસાત્મક પ્રભુની ગાત્રની શોભા પ્રભુની વ્યાપ્તિ ન જ્યાનમાં શી રીતે હોઈ શકે? ચંદ્રાદિમા દેખાતા થતી શોભા તો માત્ર આ આનંદમયી રમણીય મૂર્તિની અનુપમ પ્રભાની

---

[1] स्पष्टप्रच्छन्नार्थो प्रहेलिकाऽन्याहृतार्था च । रूद्रट ५ २६ પ્રહેલિકાના વિશેષ ભેદો માટે જુઓ દંડીનુ કાવ્યાદર્શ ૩-૧૧૪

માત્રાજ છે સ્વામિનીજીનું સૌંદર્ય સૃષ્ટિના રમણીય સત્વોને મુગ્ધ કરી શકે તેવું છે તો પછી સાક્ષાત્ પ્રભુ જેમને સ્વામિનીજી એ સૌંદર્યનો વિનિયોગ કરવા ઈચ્છે છે તેમનું તો કેટલું સુંદરતમ હશે તેની કલ્પના કોણ કરી શકે ?

॥राग—सारंग॥

*विराजत एक अंग एतीबात॥

अपने कर करि रची विधाता खटखग नव जलजात ॥१॥

द्वे पतंग शशी बीस एक फणी चारु विविध रंग धात ।

द्वे पक्व बिंब बत्तीस वज्र कण एकहि जलचर जात ॥ २ ॥

इक मायक इक चाप चपल अति चितवत चित्त बिकात।

द्वे मृणाल मौल उभे कर द्वे कदली बिनपात ॥ ३ ॥

एकके हरि एक हंस गुप्त होत सब गात

सूरदास प्रभु मिलवे कारन अति आतुर अकुलात ॥ ४ ॥

---

*શબ્દાર્થ—એતીબાત=આટલી બાબતો વસ્તુઓ, અપને કર કરી=પોતાના હાથે બનાવીને. ખટ=છ ખગ=પક્ષી જલજાત=કમળ, જળમાં જે ઉત્પન્ન થાય છે તે દ્વૈ=બે પતંગ=સૂર્ય ફણી=સાપ, બિંબ=આ નામનું ફળ છે અધર=નીચેનો હોઠ વજ્ર=હીરા રંગ ધાત કુવોને લીધે સુશોભિત અને રંગિત બનેલો સાયક=બાણ ચાપ-ધનુષ્ય મૃણાલ=કમળ કદલી=કેળ હરિ=સિંહ ( અહિઆં સિંહની કટિ એમ અર્થ સમજવો ) હંસ=ચરણની ગતિને હંસની સાથે સરખાવી છે ગાત=શરીરના અવયવો

આ પદમા એક સખીની ઉક્તિ સખીપ્રતિ છે શ્રી સ્વામિનીજીનુ સ્વરૂપ જોઇને શ્રી ઠાકોરજી પણ મોહિત થાય છે અને તેમને મળવાને પણ અકળાય છે, આ વિષયનુ વર્ણન આ પદ્યમા છે સખી કહે છે કે, શ્રી ઠાકોરજી પણ શ્રી સ્વામિનીજીનુ સ્વરૂપ જોઈને મુગ્ધ થાય તથા તે માટે ઉત્સુક થાય એમા આશ્ચર્ય શુ? એમા કોઇપણ આશ્ચર્ય નથી કારણકે શ્રીસ્વામિનીજીનુ સ્વરૂપજ અતિ મોહક છે તે સ્વરૂપ કેવુ છે તો કહે છે—શ્રીસ્વામિનીજીનુ અગ તો એકજ છે, પણ તેમા આટલી વસ્તુઓને વિધાતાએ પોતાના હાથથી રચીને પ્રકટ કરી છે કયી કયી, તો કહે છે—છ પક્ષીઓ અને નવ કમળો (જલજાત) શ્રી સ્વામિનીજીના અગમા વિધાતાએ છ પક્ષીઓ અને નવ કમળોને પોતાના હાથે બનાવીને મૂકયા છે આ છ પક્ષીને બે નેત્રો, એક ચિત્તવત, એક નાસિકા, એક વાણી બે નેત્રોમા ખજન પક્ષીની ચપલતા છે, ચિત્તમા ચકોરની ચાતુરી છે, નાસિકામા શુકની શોભા છે અને વાણીમા કાકિલની સુરમતા છે માટે બે નેત્રો, ૨ ચિત્તવત, ૧ નાસિકા અને ૧ વાણી તેને અહિયા ૨ ખજન, ૨ ચકોર ૧ શુક અને ૧ કોકિલ એમ કુલ છ પક્ષીઓ કહ્યા છે નવ કમળો એટલે ૧ મુખકમલ, ૨ નેત્રકમળ, ૧ હૃદયકમળ, ૨ કુચકમળ, ૧ નાભિ કમળ, ૨ ચરણકમળ,—આમ એકદરે નવ કમળ પણ શ્રીસ્વામિનીજીના શ્રીઅગમા બિરાજે છે તેજ પ્રમાણે તાટકરૂપી

એ સૂર્ય છે તથા ૨૦ ચંદ્રો છે તે ૨૦ ચંદ્રો ચરણ અને હસ્તના નખો છે વળી એક સર્પ પણ આ અંગમા વાસો કરી રહ્યો છે—આ સર્પ તે મસ્તક ઉપરની વેણી છે કારણ કે તે સર્પની સમાન સુંદર છે, એ વેણીમા સુંદર વિવિધ રંગના ફૂલ ભરેલા છે અને તેથી તે સુશોભિત દેખાય છે વળી ત્યા બે પાકા બિંબાફળ છે આ બિંબાફળ તે અધર છે, કારણ કે અધરનો રંગ અને બિંબાફળનો રંગ અરુણ હોય છે બત્તીસવજ્ર એટલે હીરા તેના કણ તરીકે અહિયા દંત-પંકિત છે વળી જલધર કહેતા મેઘ તેનો તાત એટલે પુત્ર (અહિયા) નાકનુ મોતી તે પણ બહુજ આનંદ રીતે શોભી રહ્યુ છે હવે શ્રી સ્વામિનીજી તિરછી કટાક્ષથી શ્રી ઠાકોરજીના ચક્ષુ તરફ જોઈ રહ્યા છે તે કહે છે—એક સાયક કહેતા બાણ અને એક ચાપ એટલે ધનુષ્યમાથી અતિશય ફેંકાય છે અર્થાત્ નેત્રના એક કટાક્ષથી જોઈ રહ્યા છે તેથી શ્રી ઠાકોરજી પણ મુગ્ધ બની ગયા છે અને પરવશ થઈ રહ્યા છે એમનુ ચિત્ત પણ વ્યાકુળ થઈ ગયું છે આથી ભુજ મૂલરૂપ કમળની દાંડીને બે કદલી (કેલ) રૂપ જંઘા ઉપર પોતાના હાથ મૂકે છે વળી તેમની કટિ હરિ (સિંહ) સમાન છે અને ગતિ હંસની માફક છે આ રીતે સર્વ ગાત્રો શુભ છે ઉપર જણાવેલા શરીરના પૃથક પૃથક્ ગાત્રો જેમનુ વર્ણન, કમળ, ચંદ્ર ઇત્યાદિ રૂપે વર્ણવ્યુ તે,ને તે (ગાત્ર) રૂપે

ગુપ્ત છે અથવા તે અપ્રકટ હોવાથી બીજાઓ જોઇ શકે એમ નથી સૂરદાસજી કહેછે કે શ્રી ઠાકોરજી આવુ અનુપમ સૌન્દર્ય જોઇને રાધિકાજીને મળવાને ખાસ આકુળ વ્યાકુળ થઈ ગયા "સૂરદાસ પ્રભુનો" એવો પણ અર્થ કરી શકાય કે સૂરદાસજીના પ્રભુ પણ મળવાને વ્યાકુળ હતા અથવા આખા પદ્યનો સબધ છેલ્લી લીટીથી એમ પણ સમજી લેવાય કે રાધાજી જોકે પોતાનામા આટલુ બધુ સૌદર્ય તથા રૂપ હતા છતા પણ પ્રભુને મળવાને માટે ઘણાજ આતુર થયા હતા પોતાના રૂપથી પ્રભુ સાથે રસભોગ માટે અત્યન્ત ઉત્કણ્ઠા ધરાવતા હતા

અહિંયા પણ અતિશયોક્તિ અલકાર છે કારણ કે ઉપમેય જે જુદા જુદા અવયવો તેમનુ ઉપમાન ખગ, કમળ ઇત્યાદિમા નિગરણ થયુ છે આ પદ્યમા શ્રી ઠાકોરજીની રતિ એ સ્થાયી ભાવ છે તેનો આલબન વિભાવ સ્વામિનીજી છે સ્વામિનીજીના શરીરનુ સૌદર્ય એ ઉદ્દીપન વિભાવ છે અગની આતુરતાને લીધે પ્રકમ્પ થવો, હૃદય ધડકવુ ઇત્યાદિ અનુભાવો છે અને ચિત્તની વિકૃતિ, ચિન્તા, અસ્વસ્થતા, સ્વામિનીજીને મળવાનો ગભરાટ ઇત્યાદિ સચારી ભાવો છે, આ સર્વ એકઠા મળીને *શૃગાર રસને પોષે છે

* રસની વ્યાખ્યા **साहित्यदर्पण** મા નીચે પ્રમાણે છે

**विभावेनानुभावेन व्यक्त सञ्चारिणा तथा ।**
**रसतामेति इत्यादि स्थायिभाव. सचेतसाम् ॥ ३-१**

"વિગલિત એક અંગ એતોવાત ' આ ઉક્તિમા કવી પોતાનુ આશ્ચર્ય જણાવે છે એક અંગમા છ પક્ષીઓ, નવ કમળો બે સૂર્યો, વીસ ચંદ્રો ઇત્યાદિ આવી રહ્યા છે એમ જાણીને એને ઘણોજ વિસ્મય થાય છે માટે ત્યા અદ્ભૂત રસ પણ છે આ રસનો સ્થાયિભાવ વિસ્મય છે "અપને કરકરી રચી વિધાતા ' એ લીટી એવુ સૂચવે છે કે આના દેહના નિર્માણમા વિધાતાએ ઘણીજ સાવધાનતા વાપરી છે જોકે બીજી વસ્તુઓને પણ વિધાતાજ સર્જે છે, તો પણ તેમના સર્જનમા વિધાતા જોઇએ તેવી કાળજી રાખતો નથી, પણ રાધાજીના સૌન્દર્યમા તો કોઇપણ જાતની ખામી રહી ન જાય તેટલા માટે એણે જાતેજ ધ્યાનપૂર્વક નિર્માણ કર્યું છે એવો અહિંનો વ્યંગ્યાર્થ છે

નીચેનુ પદ્ય પણ શ્રીસ્વામિનીજીના સ્વરૂપ વર્ણન વિષયક છે

---

અનુભાવ એટલે **विकारस्तु भावसूचनात्मक** એમ આપેલુ છે અને સ્તમ્ભ સ્વેદ રોમાંચ સ્વરભંગ વેપથુ વૈવર્ણ્ય, અશ્રુ પ્રલય એ સાત્વિક ભાવોનો સમાવેશ આમા કરવામા આવે છે સંચારીભાવ એટલે નિર્વેદ ગ્લાનિ, શંકા અસૂયા વગેરે ચિત્તના વિકારો આ સબંધી વિશેષ માહિતી માટે જુઓ મમ્મટનો કાવ્ય પ્રકાશ ઉલ્લાસ ૪ થો

॥राग-कान्हरा॥

*दशद्वय बान कनकसो नाहीं ॥
षटदश कला समेत नहि शशी अर्थ विचारो मनमांहि ॥१॥
पांच पांच पाखरी सो सुंदर चंपक फूलन होय तहांही ।
चमक चमक छिपजात सघन घन नहिं घन नहि दामिनि दमकाही॥२॥
चालत डोलत मराळन कुंजर सिघ निरखि नहीं लोकडराहिं।
द्वै शिव बीच उमासी एक नहि तेही शंभु उमाहु नाहि ॥३॥
घटा गगनके बीच रवि गण सोच विचारत कविपर छाहि ।
सूर जितो संभ्रम सुखतितनो कवि जूठे जा सांच सराहीं ॥४॥

આ પદ્યમા પણ ઉક્તિ સખાની છે એમ સમજવુ અગર શ્રીઠાકોરજી સ્વામિનીજીને કહે છે એમ પણ અર્થસંગતિ બેસી શકે છે દશદ્વય કહેતા બાર અંગયુક્ત સ્વચ્છ કનક સ્વામિનીજીના દેહમા છે છતા તે કનક નથી સોળ કળાવાળો ચંદ્ર ત્યા છે છતા પણ તે નથી સ્વામિનીજીના મુખમા ચંદ્રનો આરોપ કરીને કહે છે એવો ચંદ્ર આ કનકવત્ દેહમા શોભી રહે છે છતા વસ્તુત તે ચંદ્ર નથી વળી ત્યા પાચ પાંખડીવાળુ સુંદર ચંપકનુ ફુલ છે છતા પણ તે વસ્તુત નથી અર્થાત્ સ્વામિનીજીના હસ્ત અગર ચરણની પાચ પાચ આંગળી-

---

*શબ્દાર્થ—દશદ્વય=૧૨ (દશ=૧૦ અને દ્વય=૨), બાન=વાણી ષટ્દશ=૧૬ સમેત=સહિત પાખરી=પાંખડી છિપજાત=અદૃશ્ય થતી દામિની=વિજળી મરાલ=હંસ, કુંજર=હાથી, સિંઘ=સિંહ ડરાહિં=ડરવુ દ્વૈ=બે, ઉમાસી=ઉમા, પાર્વતી જેવી.

એમાં પાંચ પાંખડીવાળા ચંપકનો આરોપ કર્યો છે, અને
તેથી પ્રથમ એમ કહેવામાં આવ્યું કે તે ચંપક છે, પણ
વસ્તુત તે નથી વળી વનની મધ્યે ચનક ચમક પ્રકાશ
કરતી તથા વારવાર છુપાઇ જતી દામિની કહેતાં વિદ્યુત
ત્યાં છે, છતાં વસ્તુત એ નથી લીલાંબર વસ્ત્ર જોઇને આમાં
આ રીતે કોઇને એમ ભ્રમ થાય કે એ દામિની હશે પણ
બરાબર તપાસ કરતાં માલમ પડશે કે તે એ નથી વળી
જ્યારે સ્વામિનીજી ચાલતા હોય અગર બોલતા કે ના
ગતિ કરતા હોય ત્યારે કદાચ કોઈ એમ પણ ધારી લે કે
એ તે મરાલ હશે! અગર કુંજર હશે! અગર સિંહ હશે!
પણ વસ્તુત તો એ તેમ નથી જો મરાલ વગેરે હોય તો આ
માટે લોકો તેને જોઇને ડરતા નથી માટે તે મરાલ વગેરે
નથી અહિંયા ગતિમાં હંસગતિ અને કટિમાં સિંહની
કટિનો આરોપ કર્યો છે આગળ કહે છે તેમના અંગમાં બે
શિવ છે અને તેમની વચ્ચે એક ઉમા છે છતાં તે શિવ ઉમા
નથી અને ઉમા તે ઉમા નથી અહિંયા ગિરિ કુચ અગર
સ્તન સમજવાના છે કારણ કે તેનો આકાર શિવ લિંગ
જેવો છે, આ બે કુચની વચ્ચે ઉમા એટલે નાની માળા
શોભી રહી છે બે કુચની વચ્ચે સોનાની માળાના બે શિવની
વચ્ચે ઉમા ઉભા હોય એમ કલ્પના કરી છે જો કે દૂરથી
જોનારાને તો એમજ લાગે કે બે શિવની વચ્ચે ઉમા ઉભા

છે, પણ વસ્તુત તો બે કુચની વચ્ચે સુવર્ણની માળા છે
અહિંયા નાસાનુ વર્ણન કર્યું વળી એ દેહમા ગગનની
ઘટા તથા તેના મધ્યમા રવિ તથા વચ્ચે ગંગાજી છે એવો
ભાસ થાય છે છતા પણ તે ત્રણે નથી એમ બીજી રીતે
જણાશે અહિંયા ગગનની ઘટા એટલે શીરપરનો કેશ-
પાશ, અને રવિ એટલે ત્યા બિરાજતુ શીર્ષ ઉપરનુ કુસુમ
અને ગંગા એટલે મોતીની માળા એમ અર્થ સમજવાનો છે
અર્થાત મસ્તક ઉપર કુસુમ તથા મોતીની માળા છે તે જોઈને
કેટલાએકને એવો ભ્રમ થાય કે આતે ગગનની ઘટામા રવિ
તથા ગંગાજી હશે, પણ એવી શંકાને ત્યા સ્થાનજ નથી વસ્તુત
તો તે કેશપાશ તથા કુસુમ છે સન્દાનજી કહે છે કે ખરે-
ખર સ્વામિનીજીના સાદર્યને જોતા કેટલાકને ભ્રમ થાય
એ વાસ્તવિક છે શ્રીઠાકોરજીને પણ એ પ્રકારનો સભ્રમ
થયો પણ જ્યારે એનો મર્મ ખુલ્લો થયો ત્યારે ખરેખર
અતિશય આનંદ થયો સન્દાનજી કહે છે કે કવિએ જે
વર્ણન કર્યુ છે તે સત્ય છે તેમા કશુ પણ ખોટુ નથી

આ પદમા નીચે પ્રમાણે ઉપમેય અને ઉપમાન છે

| ઉપમાન | ઉપમેય | | |
|---|---|---|---|
| ઘન = | દેહ | સિંહ= | કટિ |
| શશી= | મુખ | શિવ= | કુચ |
| ચપળ=હુમત અગર ચરણ | | ઉમા=સુવર્ણમાલા | |
| દામિની=નીલાંબર, નીલવસ્ત્ર | | ગગનની ઘટા=કેશ પાશ | |
| હંસ= | ગતિ | રવિ= | શીર્ષફુલ |

આ વર્ણનોમાં પ્રથમ ઉપમાન આપ્યા છે પણ તેનો નિષેધ કર્યો છે આમાં સ્વામિનીજીના અંગોને જોતાં કનક આદિની શંકા કરાય છે માટે અહિંઆ *સંદેહાલંકાર છે આ સંદેહાલંકાર નિશ્ચય ગર્ભ છે કારણ કે ઉપમાનનો સંદેહ ઉપમેયમાં થાય છે, છતાં તેનો નિષેધ કરવામાં આવ્યો છે પણ આ સંદેહ વ્યંગ્ય છે કારણ કે દેહ ઇત્યાદિ ઉપમેયો આમાં આપ્યા નથી અથવા આ વ્યંગ્ય રૂપકનું દૃષ્ટાંત પણ ગણી શકાય, કારણ કે ઉપમેયની અભેદતા ઉપમાનમાં કરી છે આ પદમાં પ્રહેલિકા પણ છે કારણ કે તેમાં વર્ણનીય વસ્તુને ગુપ્ત રાખવામાં આવી છે

આ રીતે આ ચાર પદોમાં સ્વામિનીજીના સ્વરૂપનું વર્ણન સૂરદાસજીએ કેટલું બધું ગુઢ અને ઉચ્ચતમ કલ્પનાઓથી કર્યું છે તે આપણે જોઇ શક્યા છીએ

હવે એવા બીજી જાતના પદ આપણે લઇએ

॥ राग-बिलावल ॥

राजे जलसुत करजु वरे ॥

अतिहि अरुण अधिक छवि बाढत त्यजत हस सगरे ॥१॥

चुगन चकोर चले ता उपर रहेजु जोय खरे ।

---

* सन्देह प्रकृतेऽन्यस्य सशय प्रतिभोत्थित' ॥१०-३५

साहित्यदर्पण

नवे विद्दसी वृषभान नदिनी दोउ मिली झगरे ॥ २ ॥
रवि अरु शशि एके रथ बैठे सन्मुख आन अरे ।
सूरदास प्रभु कुंज विहारी आनंद उमगि भरे ॥ ३ ॥

શ્રીસ્વામિનીજી તથા શ્રીઠાકોરજી એક વખત કુંજમા બિરાજતા હતા તે સમયે શ્રીસ્વામિનીજીએ મોતી હાથમા લીધુ આ મોતી હંસનો ચારો હોવાથી તે વખતે નજીકમા એક હંસ હતો તેણે જાણ્યું કે આ મોતી અહિંઆ મારૂ ભક્ષ્ય છે તો હુ એનો ચારો ચરૂ એમ જાણીને તે સ્વામિનીજી પાસે આવ્યો પણ સ્વામિનીજીનો શ્રીહસ્ત સ્વાભાવિક રીતે સ્કુજ અરુણ હતો, તેમા વળી તેમણે મેંદીના રસનો લેપ કરેલો હતો, આથી તેની અરુણતા ( રક્તતા વિશેષ જણાતી હતી તેથી તે રક્તતા દૂરથી જોનારને અગ્નિ સમાન લાગતી હતી આ સમયે ચકોર પક્ષી ત્યા આગળ હતુ તેણે મોતીની નીચે હસ્તની રક્તતાને લીધે તે અગ્નિ છે એમ સમજ્યુ અને તેથી તેણે તેનો ભક્ષ્ય કરવાને ઇચ્છયુ એવી સ્વાભાવિક માન્યતા છે કે ચકોર પક્ષી અગ્નિનું ભક્ષણ કરે છે તે માન્યતાને આધારે કવિએ અહિંઆ કલ્પના કરી છે આથી ચકોર પક્ષી પણ ત્યા આવ્યુ હંસ એને મોતી ધારીને ભક્ષણ કરવા આવ્યુ છે તેમ ચકોર પણ

---

શબ્દાર્થ—જલસુત=મોતી કરજુ=હાથમા છબિ બાઢત=શોભા વધી સુચન=ચારો વૃષભાનનદિની=રાધા (વૃષભાનની પુત્રી).ઝગરે=લડયા

આવ્યુ છે હસ સમજ્યો કે આ ચકોર તેના ભક્ષણને પડાવી લે છે, ત્યારે ચકોર સમજ્યો કે હસ તેના ભક્ષણમા ભાગ પડાવે છે આ રીતે તે બન્ને એક બીજાના પ્રતિસ્પર્ધી થયા અને લડવા લાગ્યા તે જોઇને શ્રીસ્વામિનીજીને હાસ્ય આવ્યુ હવે કવિ આમા બીજી કલ્પના કરે છે મોતીની નીચે હાથેલીની રક્તતાને લીધે તે જ્યોતિવાળુ દેખાય છે, એટલે તે સૂર્ય સમાન છે પણ ઉપરથી મોતીની શ્વેતતાને લીધે તે ચદ્રવત્ છે તેથી કહે છે કે તે સમયે જાણે રવિ અને શિશ બન્ને જણાઓ હાથેલી રૂપી રથની અદર એકઠા આવીને બેઠા એક જ ગોળીમા ચદ્ર અને સૂર્ય—એમ બન્નેની સભાવના કરવામા આવી છે—સૂર્ય અને ચદ્રને રથ જોઇએ, કારણ કે તે બન્ને તેમના રથમા બેસીને આકાશમા ગતિ કરે છે એમ કવિઓની સામાન્યત કલ્પના છે, તદનુસાર અહિઆ આ ઉક્તિ કરવામા આવી છે હાથેલીને રથની ઉપમા આપી છે આ કૌતુક જોઇને કુજવિહારી નટવર કૃષ્ણ ચદ્રને અતિ આનદ ઉત્પન્ન થયો

આમા મોતીના ચોરાને અગ્નિનો ભ્રમ થાય છે, અને તેથી તે ચારો ચરવાને આવે છે અને હસની સાથે લઢવા મડી જાય છે એ કલ્પનામા ભ્રાન્તિમાન્ નામનો અલકાર છે,

* જૂઓ साहित्यदर्पण

† साम्यादतस्मिंस्तद्बुद्धिर्भ्रान्तिमान्प्रतिभोत्थिते ।१०-३६।

વસ્તુત સ્વામિનીજીના હાથમા મોતીજ છે પણ તનુ જ્ઞાન ચકોરને નથી તેને તો તેમા અગ્નિની બુદ્ધિ અગર ભ્રમ થાય છે વળી એ મોતીની રક્તતાને લીધે તેમા સૂર્યની તથા તેમા રહેલી શ્વેતતાને લીધે ચદ્રની સભાવના કરી છે માટે ત્યા *ઉત્પ્રેક્ષા અલકાર છે

આમા મુખ્ય હાસ્યરસ છે, અને તેનો *સ્થાયિભાવ હાસ છે, આ હાસ્યરસનો આલબન વિભાવ મોતી છે હસ તથા ચકોરનુ પરસ્પર યુદ્ધ એ ઉદ્દીપન વિભાવ છે અને અતિસ કોચ, હર્ષોદ્ગમ, નયન વિકાસ વિગેરે અનુભાવ છે,

આ પદ્યની અદર નીચેનો ધ્વનિ પણ સમજી શકાય જેમ મોતીને મેળવવાને હસ તથા ચકોર ઉભય આવે છે પણ તેઓ એક બીજાની સાથે લઢી પડે છે, અને સ્વામિનીજી હસે છે તેમ પરબ્રહ્મરૂપી મોતી પરબ્રહ્મને મોતીની

ઉપમેય અને ઉપમાનની સામ્યતાને લીધે ઉપમાનમા ઉપમેયની બુદ્ધિ થાય અને તે કવિની પ્રતિભાથી જન્ય હોય તો તેને ભ્રાન્તિમાન્ નામનો અલકાર કહે છે

* भवेत्सम्भावनोत्प्रेक्षा प्रकृतस्य परात्मना

ઉપમેયમા ઉપમાનની સભાવના તે ઉત્પ્રેક્ષા કહેવાય છે

* विकृताकार वाग्वेष चेष्टादे कुहकाद्भवेत् ।
हास्यो हास स्थायिभाव. श्वेत. प्रमथदैवत. ।

सा० द० ३-२१४

ઉપમા આપવાનુ કારણ તે અતિ વિશુદ્ધ છે બ્રહ્મ જાતે નિર્દોષ અને નિર્ગુણ તથા આનદેક સ્વરૂપ છે તેમને પ્રાપ્ત કરવાને પરમહસો તથા અગ્નિહોત્રીઓ અગર તપસ્વીઓ પ્રયત્ન કરે છે તેઓ અદર અદર લઢી મરે છે પણ તેઓને તો પરબ્રહ્મ સબધીના વસ્તુજ્ઞાનમા ભ્રમજ રહે છે પરબ્રહ્મનુ યથાર્થ સ્વરૂપ જાણી શકતા નથી માટે સ્વામિનીજી જેવા પ્રેમલક્ષણા ભક્તિવાળા ઉચ્ચતમ જીવોજ એ જાણી શકે છે જેઓનામા આ પ્રેમલક્ષણા ભક્તિ છે તે તો ખરેખર આ પરમહસ વગેરેના પ્રયાસો–સાધનો પ્રતિ હસેજ છે આવો પણ અર્થ વ્યગ્યાર્થથી આપણે સમજી શકીએ આવાજ અર્થયુક્ત નીચેનુ પણ પદ છે

॥ राग-बिलावल ॥

प्रातसमें नवकुंज सदनमें विहरत राधानंदकिशोर ।
दक्षणकर मुक्ता श्यामाके त्यजत हंस अरु चुगत चकोर ॥ १ ॥
तामे एक अधिक छबि उपजत उपर मधुप करे घनरोर ।
सूरदास प्रभू इद्र सभामें रवि अरु शशी देखे इकठोर ॥ २ ॥

આ પદની પ્રથમ તૂક ઉપરના જેવી છે એટલે અહિંયા અર્થની પુનરુક્તિ કરવાની જરૂર નથી બીજી તૂકમા એવુ

---

શબ્દાર્થ—સદન=ગૃહ નદકિશોર=કૃષ્ણ દાક્ષણ=જમણા મુક્તા=મોતી ચુગત= ચરવુ મધુપ=ભમરો ઇકઠોર=એક જગ્યાએ

કહે છે કે—જ્યારે શ્રીસ્વામિનીજીએ મોતી તરફ જોયું ને વિચાર કર્યો કે આતો મોતી છે છતા શા માટે હંસ તથા ચકોર (ભક્ષણના મિષે) અહિંયા આવ્યા આમ વિચાર કરતી વખતે આપના નેત્રનુ પ્રતિબિંબ એમા પડ્યુ આ પ્રતિબિંબમા નેત્રની શ્યામતા જણાઈ આથી ભમરા કરતા પણ મોતીની છબી વધારે સારી દેખાઇ નેત્રના તારાઓ ચંચળ હોવાથી પ્રતિબિંબ પણ ચંચળ જણાયુ, આ દૃશ્ય જોઇને મધુપ પણ ઘનઘોર અવાજ કરતો ત્યા આવ્યો શ્રીઠાકોરજી તથા સ્વામિનીજી આ જોઇને ઘણા કૌતુકને વશ થઈ ગયા આ પદ્યની છેલ્લી લીટીમા ઉપરના પદ્યના જેવી રવિ તથા ચંદ્રની તુલ્ય કલ્પના કરી છે ત્યા હસ્તને રથની સાથે સરખાવ્યો હતો અહિંયા તેને ઇંદ્રની સભા સાથે સરખાવ્યો છે જાણે સૂર્ય અને ચંદ્ર ઇંદ્રની સભામા એક આસન ઉપર બેઠા ના હોય એમ તે શ્વેત અને અરૂણ મોતી જણાતુ હતુ હસ્તને ઇંદ્રની સભા કહેવાનુ પ્રયોજન માત્ર એટલુ જ કે ઇંદ્રનુ આધિદૈવિક શ્રી હસ્ત છે અગર ઇંદ્ર પોતે રાજસભાવવાળો છે તે ગુણનો વર્ણ રક્ત હોય છે. હસ્ત પણ અહિંયા રક્ત છે, માટે તેને ઈંદ્રની સભાની સાથે સરખાવ્યો છે આ પદ્યમા પણ ભ્રાન્તિમાન્ અને ઉત્પ્રેક્ષા અલંકાર છે

શ્રી ઠાકોરજી નવનીત ( માખણ ) આરોગે છે તે સમયનુ પદ્ય નીચે પ્રમાણે છે.

॥राग–बिलावल॥

**शोभा आज भली बनि आइ ॥**

**दधिसुत उपर हंस बिराजत तापर इंद्र वधू दरसाई ॥ १ ॥**

**दधिसुत लियो धरि दधि सुतमें यह छबि देखी नंद मुसकाइ।**

**नीरज सुत वाहनको भक्ष सूर श्याम ले कीर चुगाइ ॥२॥**

શ્રી ઠાકોરજી શ્રી હસ્તમા માખણ આરોગે છે તે વખતે વ્રજભકતો આ પ્રમાણે વર્ણન કરે છે તે કહે છે, આજે શ્રી ઠાકોરજીની શોભા કેવી અનુપમ છે, આપનું મુખ દધિસુત કહેતા ચંદ્ર સમાન છે, તેની ઉપર હંસ કેવો શોભી રહ્યો છે, હંસ એટલે અહીંઆ શ્રી મસ્તકની ટોપી સમજવાની છે, કારણ કે તેનો તથા હંસનો વર્ણ શ્વેત છે એની ઉપર ઇંદ્ર વધુ એટલે લાલ રેશમના ફુંદણા શોભે છે દધિસુત કહેતા માખણને દધિસુત એટલે કમળ અર્થાત્ હસ્તમા ધારણ કર્યું છે આ સમયની શોભા જોઇને નંદરાયજી પણ હાસ્ય કરી રહ્યા છે નીરજ એટલે કમળ તેના સુત બ્રહ્માજી ( કારણ કે બ્રહ્માજી નાભિ કમળમાથી ઉત્પન્ન થયા છે ) તેનું વાહન એટલે હંસ અને તેનું ભક્ષણ મોતી છે આ મોતી નાસિકા ઉપર સુંદર શોભી રહ્યુ છે કવિ તેને માટે કહે છે

---

શબ્દાર્થ–દધિસુત=ચંદ્ર, માખણ અને કમળ એ ત્રણ અર્થમા દધિસુત અનુક્રમે વપરાયો છે દરસાઇ=શોભે છે નીરજ=કમળ નીરજ સુત=બ્રહ્મા, તેનું વાહન–હંસ અને તેનુ ભક્ષણ=મોતી કીર=પોપટ,

કે, એ મોતી કીર–શુક ચુગે છે ભક્ષણ કરે છે, નાસિકા શુકના જેવી છે –

આ પદ્યમા નીચે પ્રમાણે ઉપમેય તથા ઉપમાનો છે

| ઉપમાન | ઉપમેય |
|---|---|
| દધિસુત( ચદ્ર )= | મુખ |
| હ સ= | શ્વેતટોપી |
| ઇદ્રવધુ= | લાલ રેશમના કુ ડળાં |

આ ઉપમાનોમા ઉપમેયનુ નિગરણ થયેલુ છે માટે અતિશયોક્તિ અલ કાર છે 'નીરજ સુત વાહનકો ભક્ષણ" એમા પ્રહેલિકા છે કારણ કે કવિને માત્ર એથી મોતીનો અર્થ પ્રકટ કરવો છે પણ એ અર્થને અહિ આ ગુપ્ત રાખ્યો છે. " સૂર શ્યામ લે કીર ચુગાઈ" કીર એ મોતીનો ચારો ચરે છે અર્થાત્ નાકને કીર સાથે સરખાવ્યુ છે એ નાસિકામા મોતી શોભી રહ્યુ છે આમા પણ અતિશયોક્તિ છે " ચહછબિ દેખી નદમુસકાઈ" એ પક્તિમા નદરાયજીનો કૃષ્ણ માટેનો વાત્સલ્ય ભાવ પણ જણાઈ આવે છે કેટલાક આલકારિકના ( ભોજરાજ ) મતે વાત્સલ્ય રસ પણ છે વ્રજભક્તોની આ ઉક્તિમા ભગવાન્ માટેનો તેમનો પ્રેમ સ્પષ્ટ જણાય છે અને આ પ્રેમ તે એક પ્રકારનો *ભાવ છે

---

* रतिर्देवादि विषया भाव उच्यते॥ દેવ વગેરેને માટેની રતિ તે " ભાવ ' કહેવાય છે

(મમ્મટનુ काव्यप्रकाश. उल्लास ॥ ४ ॥ )

॥राग–विहाग॥

भजमन दधि सुता पति चरन ॥
देवगुरुको अवनी सुनहीं सदा चाहे करण ॥ १ ॥
खेचरो जोय जानी मनमें जान जातक मरण ।
शक्र वाहन तास भूषण टूटि भुवपर परण ॥ २ ॥
सत्य सुतसुत सुतन पत्नि परम चिंता हरण ।
हंससुत रिपु सुतके सुतको जठर रक्षा करण ॥ ३ ॥
दक्ष सुतापति शापत वज्र, तनु उद्धरण ।
सूरके प्रभु सदा सहायक विश्वपोषग भरण ॥ ४ ॥

અર્થ –સૂરદાસ પોતાના મનને સબોધીને કહે છે–હે મન! દધિ ( સમુદ્ર ) તેની સુતા ( લક્ષ્મી ) તેના પતિ ભગવાનના ચરણારવિંદનુ ભજન કર દેવગુરૂ બ્રહસ્પતિ કહેતા જીવનુ અવની ( પૃથ્વી ) સુત મગલ ( કલ્યાણ ) કરવાની ઇચ્છા હોય તો? અર્થાત્ તારા આત્માના કલ્યાણ અર્થે વિષ્ણુનુ ભજન કર મહાભારતના યુદ્ધમા રણક્ષેત્રમા પક્ષિણીનાં ઈંડા રહી જવાથી અને યુદ્ધની શરૂઆત થઇ જવાથી, ખેચરી (પક્ષિણી) એ પોતાના બચ્ચાઓનુ મૃત્યુ નિકટ આવેલુ જાણ્યુ, પરતુ પરમ કારુણિક પ્રભુની કૃપાથી શક્ર(ઇંદ્ર)નુ વાહન ઐરાવત ( હાથી ) તેનુ ભૂષણ ઘટ તે તુટી પૃથ્વી પર પડ્યો. તેની પોલાણમા રહી જવાથી તેનુ રક્ષણ થયુ

હંસ (સૂર્ય) સુત કરણ તેના શત્રુ અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર પરિક્ષતની તેની માતાના ઉદરમા રક્ષા કરી હતી, તેમજ સત્ય (સત્યવતિ)ના પુત્ર વ્યાસજીના પુત્ર પાંડુ પુત્ર પાંડવો તેની પત્ની દ્રોપદીના કૌરવોની સભામા વસ્ત્ર ખેંચતી વખતે ચીરપુરી ચિંતાનો નાશ કર્યો વળી દક્ષપુત્રિ અહલ્યા તેના સ્વામી ગૌતમના શ્રાપથી પથ્થર દેહ બની ગઈ હતી તેનો ઉદ્ધાર કર્યો સૂરદાસ કહે છે કે, જે પ્રભુ જગત્‌નુ ભરણ—પોષણ અને સહાય કરનાર છે તેમનુ, હે મન! સદા ભજન કર

॥राग—सारग॥

सारग सुनपति तनयाके तट ठाडे नंद कुमार ॥
नपन तपन बहु जा रासीपे ताकी सुतासंग करत विहार ॥
गुडाकेश जननी पतिवाहन तासुतको मिल करन सिंगार ।
चंद चहोत्तर कमल बतीसों आठ हंस हय व्याल विचार ॥
एक अचभो और बताउ पांच चंद दुरे कमल मझार ।
सूरदास यह जुगल रुपको, रेमन राख सदा उरधार ॥

અર્થ—(આપદ પણ મનને સમાધીને યુગલ સ્વરૂપનુ ધ્યાન કરવા કહે છે) સારંગ(જલ) સુત કમલના પતિ સૂર્ય છે તેની તનયા(પૂત્રી)શ્રીયમુનાજીના તટ ઉપર નંદકુમાર શ્રીકૃષ્ણ ઉભા છે જે રાશી (વૃષભ) મા સખ્ત તાપ પડે છે તેની સુતા (અર્થાત્‌ વૃષભાનની પુત્રી રાધા) સાથે મળી ક્રીડા કરે

છે ગુડાકેશ (અર્જુન) ની જનુની (માતા) કુંતાજીના પતિ ઇદ્ર તેનુ વાહન હસ્તી, તેના સુત (ગજ મુક્તા) મોતી તેનો શૃગાર ધારણ કર્યો છે

ચદ્ર ૭૪ (શ્રીઠાકોરજી નટવર રૂપે બિરાજેલા છે અર્થાત્ એક ચરણારવિદ પૃથ્વિ ઉપર અને બીજો અદ્દર, બીજા પગના ગોઠણ ઉપર છે તેમજ સ્વામિનીજીના બન્ને ચરણ પૃથ્વિ ઉપર છે) ત્રણ ચરણારવિદના ૧૫ નખચદ્ર, તથા ૪ હસ્તના ૨૦ નખચદ્ર, અને બન્ને સ્વરૂપના ૨ મુખચદ્ર મળી મળી ૩૭ થયા અને તેટલાજ શ્રીયમુનાજીમા પ્રતિબિબ થવાથી ૭૪ ચદ્ર શોભે છે

૩૨ કમલ (૪ ચરણ કમલ, ૪ હસ્તકમલ, ૪ નેત્ર કમલ, અને બન્ને સ્વરૂપના શ્રી હસ્તમા એક એક કમલ મળી ૪ કમલ છે તે મળી ૧૬ અને પ્રતિબિબના ૧૬ મળી (૩૨) કમળ બિરાજે છે

હસ (સૂર્ય) ૨ શ્રીઠાકોરજીના કુડલ ૨ શ્રીસ્વામિનીજીના તાટક મળી ૪ થયા અને ૪ પ્રતિબિબના મળી ૮ થયા

૨ વ્યાલ (સર્પ) શ્રી રાધાજીના બન્ને કાન ઉપર વાળની લટ (અલક) બિરાજે છે તે, વળી એક આશ્ચર્ય તો એ છે કે, પાચ ચદ્ર કમલમા છુપાઇ રહ્યા છે અર્થાત્ શ્રી ઠાકોરજીનો એક ચરણ અધર છે તેના પાચ નખચદ્ર બીજા ચરણના આશ્રામા છુપાઇ રહ્યા છે સૂરદાસ કહે છે કે, હે મન ! તે યુગલ સ્વરૂપને હુ મેરા ચિત્તમા ધારણ કરી રાખ

(માનનુ પદ) ॥ राग–बिहाग ॥

राधा मान मनायो मेरो ॥

रविसारथी सहोदरको पति, मारग देखत तेरो ॥ १ ॥
मारुत सुतपति अरिपति रिपुदल, दियो आन तहां घेरो ।
हरिपद जल वाहन गढ तेरो नामे देहो बसेरो ॥ २ ॥
बिहँसि उठी वृषभानंदिनी, कीनो यतन घनेरो ।
सिंधु सुतासुत कियो सूर वश, जो हुतो अधिक अनेरो ॥३॥

શ્રીસ્વામિનીજીએ, શ્રીઠાકોરજીથી માન કર્યું છે જેથી એ, અંતરંગ સખી મનાવે છે

હે રાધે! મારૂં કહેવું માની લે, કેમકે રવી સારથિ (સૂર્યનો રથ હાંકનાર અરૂણ) નો ભાઈ, જે ગરૂડ, તેના સ્વામી શ્રીકૃષ્ણ તારી રાહ જુએ છે મારુત (પવન) સુત હનુમાનજીના સ્વામી શ્રીરામચંદ્રજીના અરિ (શત્રુ) રાવણના સ્વામી શંકર તેના શત્રુ મદન કે પોતાના સૈન્ય સહિત તેમને ઘેરી લીધા છે માટે હરિ (વિષ્ણુ)ના પદ જલ (શ્રીહરિના ચરણારવિંદોમાથી જલ, રૂપે પ્રગટ થયેલ શ્રી ગંગાજી) નુ વાહન (ધારણ કરનાર) જે શીવ તે સદ્દશ તારા કુચ–દુર્ગમા તેને આશ્રય સ્થાન આપ સખીની આ પ્રમાણે યુક્તિ સાંભળી વૃષભાનનંદિની રાધા મુસ્કાઈને ઉઠયા અને યત્નપૂર્વક જઈ મળ્યા સૂરદાસ કહે છે કે, સિંધુસુતા લક્ષ્મીજી (રૂકમણી) નો પૂત્ર મહા બળવાન પ્રદ્યુમ્ન (કામરૂપ) તેને વશ કર્યો

(માનનુ પદ) ॥राग-कान्हरो॥

दधि तनया सुत रिपु गति गमनी, चलचलरी व्रषुभान दुलारी।
दादुर रिपु रिपुपति मोहि पठाइ, सोतुं जिय क्यौं न देख विचारी॥
अलिवाहन रिपु वाहन रिपुको, तपतभए अतिभारी।
सो निवार चलि प्रान पियारी, हौं बलि जाउं तिहारी॥
मारुत सुतपति अरिपति पतनी, तासुत नारि बिसारी।
सूरदास स्वामी खेदत है, कितहीं होत हठीआरी॥

સખી શ્રીસ્વામિનીજીને વિનવે છે

દધિ (સમુદ્ર) ની તનયા (છીપ) ના સુત મોતી, તેનો રીપુ (શત્રુ-ભક્ષણ કરનાર) હંસ, તે સમાન ગમની (ચાલવાવાળી) હે વ્રષુભાનકુમારી! ચાલ! ચાલ! મને દાદુર (દેડકા) ના શત્રુ સર્પ, તેનો શત્રુ ગરૂડ તેના સ્વામી શ્રી વિષ્ણુ (કૃષ્ણ) તેણે મોકલી છે, તેનો વિચાર કેમ કરતા નથી? અલી (ભ્રમર) નુ વાહન કમલ તેનો શત્રુ ચદ્ર, તેને ધારણ કરનાર શકર, તેનો શત્રુ મદનનો તાપ વિશેષ થઇ રહ્યો છે માટે હે પ્રાણથી પણ પ્યારી! તુ ત્યા આવીને તેનુ નિવારણુ કરી નાખ! હુ તારાપર બલિહારી જઇશ

મારૂત (પવન) ના પુત્ર હનુમાનજીના પતિ શ્રીરામચદ્રજીના શત્રુ રાવણના ઇષ્ટ શકરની સ્ત્રી પાર્વતીના પુત્ર ગણેશની સ્ત્રી શુદ્ધિ-બુદ્ધિ તેને વિસારી બેઠા છે સૂરદાસ કહે છે કે, સ્વામી જે શ્રીકૃષ્ણ તે આપના વિરહથી શોચ કરે છે, તો હઠીલી શીદ થાય છે?

॥ राग-नट. ॥

आज तन राधे सजत सिंगार ॥

निरज सुत वाहनको भक्षण, अरुण श्याम रंग कौन विचार ॥१॥
मुद्रापति अचवन तनया सुत, उरजु बनावत हार ।
सिंधु सुतापति वश करिबेको, अक्षत लै पूजत रिपुमार ॥२॥
पार्थपितु आसन सुत शोभित, श्याम घटा बगपांति विसार ।
सूरदास प्रभु हंससुता तट, क्रिडत मिले है नंदकुमार ॥ ३ ॥

(સૂરદાસજી શ્રીરાધાજીના શૃંગારનું વર્ણન કરે છે

નીરજસુત (કમલથી પ્રાદુર્ભાવ થયેલ) બ્રહ્મા તેનુ વાહન હંસ, તેનુ ભક્ષણ મોતીનો શૃંગાર છે, પરંતુ મોતીનો સ્વાભાવિક રંગ શ્વેત હોય છે અને અહિં લાલ અને શ્યામ રંગ જણાય છે તેનુ કારણ શું? (રાધાજીના નકવેસરના મોતીમા, નિચેના ભાગમા, ઓષ્ટની લાલાશની ઝાંઇ પડે છે અને ઉપરના ભાગમા, નેત્રના કાજળની શ્યામ ઝાંઇ પડે છે જેથી અરૂણ–શ્યામ જણાય છે)

લોપામુદ્રાના પતિ અગસ્ત મુનિ, જેનુ આચમન કરી ગયા, તે સમુદ્રની પુત્રી છીપના મોતીનો કંઠમાં હાર શોભે છે. સિંધુસુતા (લક્ષ્મિ) ના પતિ શ્રીકૃષ્ણને વશ કરવા માટે; અક્ષત (ચોખા) લઈ, કામના શત્રુ શંકરનુ પૂજન કરે છે

પાર્થ (અર્જુન) ના પિતા ઇંદ્રનું વાહન ઐરાવત (હાથી) સુત (ગજ–મુક્તા) મોતી અલકાવલીમાં પરોવવાથી

શ્યામ ઘટામાં, બગલાની શ્વેત પંક્તિની માફક શોભે છે સૂરદાસ કહે છે કે, હંસ (સૂર્ય) સુતા યમુનાજીના તટપર ઉપર પ્રમાણે શૃંગાર કરીને વિચરે છે, એવી આશાથી કે, કદાચ શ્રી કૃષ્ણનો મેળાપ થઈ જાય

॥राग–कान्हरो॥

सग सोहत ब्रषुभान किशोरो ॥
सारंग नयन भ्रकुटो पुनि सारंग, सारंग बदन पोतपट डोरी।
सारंग अधर, मानोकर सारंग, सारगगति सारंग कटियोरी॥
सारंग बरन, पीठपर बेनी, कनक खंभ अहि मानो चढयोरी।
सारंग उर सारंग बरनपुनि, ग्रोवासारंग चिबुक बन्यो अतिभोरी।
विहरत सघनकुज निरखत सखी सूरश्याम घन दामिनी जोरी॥

॥राग–रामकली॥

सारंग सारग गरहि मिलावहु ।
सारग बिनय करत सारंगसो, सारंग दुख बिसरावहु ॥
सारंग समय दहत अति सारंग, सारंग तिनहि दिखावहुं
सारंगपति सारग घर जैहै, सारंग जाइ मनावहुं ॥
सारंग चरण सुभगकर सारग, सारग नाम बुलावहुं ।
सूरदास सारंग उपकारीनि, सारंग मरत जिवावहुं ॥

આના બેકડો પદ છે, પરંતુ અતિ શૃંગારિક હોવાથી, સ્ફુટ અર્થો કરી વિશેષ વર્ણન કરવાથી કુપાત્રેદાન થયા

જેવુ બને કારણ સોમવલ્લીનો રસ કનકપાત્ર સિવાય ટકે-નહી અન્યધાતુને ફોડી નીકળી જાય તેમ શુદ્ધ શૃગારરસ પણ શુદ્ધ પ્રેમીભક્તો સિવાય અન્યને તો વિપરીત અસર કરે જેથી આટલેથીજ વિરમવુ એ યોગ્ય જણાય છે

સૂરદાસજીની કવિતાની પ્રશ સા અનેક સજ્જનો કહી ગયા છે કાશીનિવાસી, બાબુ રાધાકૃષ્ણદાસજી તો તેને હિન્દીકવિતાના વાલ્મીક લખી ગયા છે એક ભક્ત કવિ કહે છે કે તેતો ઉદ્ધવનો અવતાર હતા

**जनक विदेही नानका, ऊधो सूर शरीर;**

સૂરદાસજીની હયાતીમાજ, તેમના કાવ્યની પ્રશ સા હતી એટલુ જ નહી, પરતુ, ત્યાર પછી પણ સમય સમયપર અન્ય અન્ય ગ્ર થકાર–કવિઓ તેના વખાણ કરવાનુ ભૂલ્યા નથી

શ્રી ઠાકોરજીની શિશુલીલાનુ પદ નીચે પ્રમાણે છે

**॥राग रामकली॥**

**देखरी देख अद्भूत रूप ॥**
**एक अंबुज मध्य देखियत बीस दधिसूत यूप॥१॥**
**एक आवली दोय जलचर उभय अर्क अनूप।**
**पांच वारिज ढिगही शोभित कहो कहा स्वरूप ॥२॥**

---

શબ્દાર્થ—અબુજ=કમળ દધિસુત–ચદ્ર આવલી=પક્તિહાર જલચર=મીન, મત્સ્ય, અર્ક=સુર્ય વારિજ=કમળ રાખીયે ઉરધાર=હૃદયમા ધારણ કરી જોઇએ

**चिथुगतिमें भइ शोभा करो चित्त विचार।**
**सूर श्रीगोपालकी छवि राखिये उरधार ॥३॥**

શ્રી ઠાકોરજી બે હાથથી બે ચરણને મુખની નિકટ લાવે છે અને પોતે અગુષ્ઠને મુખમા પ્રવેશ કરાવે છે પણ તે અગુષ્ઠ મુખમા પ્રવેશ પામતો નથી તે જોઇને વ્રજ ભક્તો એક બીજાને કહે છે,–અરે જુઓ તો ખરા ! આ કેવા આશ્ચર્યની વાત છે એક કમળની અદર વીસ દધિસત ( ચ-દ્રમા ) શોભી રહ્યા છે, અર્થાત્ એક મુખની અદર ૨૦ હાથ અને ચરણના નખચદ્રો શોભી રહ્યા છે શ્રી ઠાકોરજીના મુખ નિકટ હસ્ત અને ચરણના નખો શોભી રહ્યા છે "દેખરી દેખ" એમ બે વખત કહેવાનુ પ્રયોજન માત્ર એટલુજ છે કે, વ્રજાગનાઓ ઘણી ઉત્સુકતાથી આ વૃત્તાન્તને અન્ય આ-ગળ કહી બતલાવે છે જાણે આવુ આશ્ચર્ય પૂર્વે તેમણે જો યુજ નથી વળી કહે છે કે તે સમયે બે જળચર ( મીન ) ની પક્તિ પણ શોભી રહી છે અર્થાત્ બે મીનવત્ નેત્રો પણ ચપળ દેખાય છે. નેત્રોની ચપળતામા મીનની ચપળતાનુ નિરાકરણુ થયું છે એટલુજ નહિ પણ બે કર્ણના કુડળો પણ અર્કવત્ (સૂર્યવત) શોભી રહ્યા છે. ખરેખર આ વખતનાં પાચ કમળો–૧ મુખ કમળ, ૨ હસ્ત કમળ, અને ૨ ચરણ કમળની શોભા તો અવર્ણનીયજ છે સૂરદાસજી આ પદને અન્તે કહે છે કે શ્રીઠાકોરજીની આ શીશુલીલા કરતી

વખતે જે સુંદર છબિ દેખાય છે તે અતિ અલૌકિક અને અવર્ણનીય છે માટે દરેકે તેને હૃદયમાં ધારણ કરી રાખવી જોઇએ આ સુંદર છબિનુ અહર્નિશ ચિંતન કરવું જોઇએ

આ પદ્યમા અંબુજ, દધિસૂત (ચંદ્ર), જલચર (મીન), અર્ક (સૂર્ય), અને વારિજ ( કમળો ) એ પાચ ઉપમાન છે, અને અંગુષ્ટ હસ્ત અને ચરણુના નખ, નેત્રો, કર્ણુના કુંડળો ૧ મુખકમળ, ૨ હસ્ત કમળ, ૩ ચરણુ કમળ, એ ઉપમેય છે પણુ ઉપમેયનું ઉપમાનમા નિગરણુ થયુ છે માટે અહિંઆ અતિશયોક્તિ અલંકાર છે

વ્રજાંગનાને વિસ્મય થાય છે અર્થાત્ વિસ્મય એ સ્થાયિ ભાવ હોવાથી અદ્‌ભૂત રસ આમા છે

અન્યપદ્યમા શ્રી ઠાકોરજીના દધિ આરોગતી વખતનું વર્ણુન કરવામા આવ્યુ છે

॥ राग देवगँधार ॥

## देखो दधिसुतमें दधिजात ॥

---

શબ્દાર્થ-દધિસુત=ચંદ્ર, દધિ=દહિં, સુનરી=સાભળ સજની=સખી રિપુ=ચંદ્રનો રિપુ, કમળ રિપુમે રિપુ સમાત-ચંદ્રમા કમળ પ્રવેશ કરે છે, એટલે મુખમા હસ્ત પ્રવેશ પામે છે, શ્રી ઠાકોરજી પોતાના મુખમા કર ઘાલે છે કીર=પોપટ, પાત=કમળના પાદડા નંદમ્હેર=નંદરાય સુસકાત= ખુશી થાય છે પશુપાલ=ગોપાલક ( નંદરાયજી ) બલિજાત= બલહારી જાય

एक अचभो सुनरी सजनी रिपुमें रिपुसमात ॥१॥
तापर कीर कीरपर पंकज पकजके द्वै पात।
सुंदर वदन विलोक श्यामको नंदमहेर मुसकात ॥२॥
अति आश्चर्य भयो पशुपालहि फुले अंग न मात।
एसो ध्यान धरत जो हरिको सूरदास वलिजात ॥३॥

એક સખી અન્ય સખીને કહે છે, હે સખી! જોતો ખરી આ આશ્ચર્ય કેવુ છે? દધિસુત કહેતા ચદ્રમા દધિ પ્રવેશ પામે છે અર્થાત શ્રી ઠાકોરજીના ચદ્રસમાન મુખમા આપ નવનીત આરોગે છે તે સમયે દધિસુતનો રિપુ (ચદ્રનો રિપુ=કમળ) તે મુખમા પ્રવેશ કરે છે ચદ્રનો રિપુ કમળ સાધારણ રીતે મનાય છે અને એ ચદ્ર પોતાના શત્રુને નિસ્તેજ કરે છે કમળ એ દિવસનુ ખીલે છે, સૂર્યના પ્રકાશથી એનો વિકાસ થાય છે, પણ જ્યારે સૂર્ય અસ્ત પામે છે ત્યારે તે કરમાઇ જાય છે અથાત્ ચદ્ર એને નિસ્તજ કરી દે છે, એને હુગવે છે આ તો સામાન્ય અનુભવ આપણે દરરોજ જોઇએ છીએ પણ અહિ આ તો કમળ ચદ્રને હુગવે છે, અર્થાત્ શ્રી ઠાકોરજીનો કર કમળ તે મુખ ચદ્રમા પ્રવેશ પામે છે આ એક નવીનજ આશ્ચર્ય છે, આ ચદ્ર ઉપર કીર (શુક) શોભી રહ્યો છે અહિ આ શુક એટલે નાસિકા સમજવાની છે તેની ઉપર પકજ=કમળ એટલે બે નેત્રો છે. અને આ બે નેત્રો ઉપર ભાલ પ્રદેશમા કમલના પત્ર છે.

નંદરાયજી આ જોઇને પોતાનું વદન મુસકાવે છે શ્રીઠાકોરજીના સુખ દર્શનથી નંદરાયજીને પણ હાસ્ય આવે છે નંદરાયજી પોતે પશુપાલક અર્થાત્ ગોપાલક હોવાથી તેમને આ જોઇને ઘણોજ આનંદ થયો કારણ કે શ્રી ઠાકોરજી હવે દહિં આરોગવાને લાયક થાય છે સૂરદાસજી કહે છે કે જે કોઈ આ સ્વરૂપનું ધ્યાન કરે છે તેના ઉપર હું ઓવારી જાઉં છું

વ્રજાંગનાને વિસ્મય થાય છે તેથી આ પદમાં અદ્ભૂત રસ છે, પણ નંદરાયજીને શ્રી ઠાકોરજીને દહિં આરોગતા જોઇને ઘણો આનંદ થાય છે એમના પ્રત્યેક અંગમાં આનંદ સ્રવી જાય છે અને આ રીતે પોતાના પુત્ર પ્રતિનો પ્રેમ તેમનામાં અવિર્ભાવ પામે છે માટે *વાત્સલ્ય રસ છે " અલંકાર પણ અહિંઆ ઉપરની માફક અતિશયોક્તિ છે રિપુમેં રિપુસમાત એ પંક્તિમાં વિષમાલંકારની છાયા છે, વળી આ પંક્તિમાં એવો પણ ધ્વનિ રહ્યો છે કે જેમ મુખ ચંદ્રમા કરકમળ પ્રવેશે છે અને તેથી મુખચંદ્રની કરકમળના સંયોગથી શોભા અધિક થાય છે તેમ જ્ઞાનરૂપી ચંદ્રમા જો દધિયુક્ત કર ( અર્થાત્ સ્નેહ કારણ કે સ્નેહ એ દધિનું સ્વરૂપ છે) તેનાથી યુક્ત કરનો સંયોગ થાય એટલે જ્ઞાન સાથે પ્રભુના

---

*મમ્મટ વાત્સલ્ય રસ જુદો સ્વીકારતો નથી તેના મતે આ ભાવ માત્રજ ગણાશે પણ સરસ્વતીકંઠાભરણમાં ભોજરાજ આને વાત્સલ્ય રસ ગણે છે

પ્રેમનો સંયોગ થાય તોજ તે જ્ઞાન શોભી શકે છે જેમ મુખ ચન્દ્રમા અહિં આ કરકમળ પ્રવેશ પામે છે તેમ જ્ઞાનને સ્નેહ ઢાકી દે છે માટે જ્ઞાનની સાથે સ્નેહ હોય તોજ પ્રભુની પ્રસન્નતા અવલોકી શકાય છે.

સ્વામિનીજીના મુખનુ વર્ણન—

॥ राग–धनाश्री ॥

राधे दधिसुत क्यौंन दुरावत ॥
हतो जान वृषभान नंदिनो काहे जीव तरसावत ॥१॥
जलसुत दुखी दुखो व्हें मधुकर बिंचपंछी दुख पावत ।
सारंग दुःखी होत सारंगबिन तोहि दया नहि आवत॥२॥
सारंग रिपुकी नेक ओटदे ज्यों सारग द्युति छावत ।
सूरदास सारगके, धोकें सारंग कुलहि लजावत ॥३॥

એક વખત રાધાજી સરોવરના તટ ઉપર પધાર્યા હતા તે સમયે તેમના મુખની દ્યુતિથી આકાશનો સૂર્ય પણ ઢંકાઇ

શબ્દાર્થ—દધિસુત=ચંદ્ર દુરાવત=ઢાંકવુ વૃષભાનનંદિની=રાધા. તરસાવત=આકુળ વ્યાકુળ કરવુ જલસુત=કમળ મધુકર=ભમરા. બિંબપંછી=ચક્રવાક પક્ષી સારંગ=ભમરો સારંગ=ભમરી સારંગ=દીવો. તેનો રિપુ=વસ્ત્ર ઓટદે=આડુ બેંચ સારંગદ્યુતિ=સૂર્યનુ તેજ. છાવત=આચ્છાદન કરવુ, ઢાંકી દેવુ સારંગ=રાત સારંગ=હંસ. કુલ=મંડળી

ગયેર આ વખત રાધાજીની સખી તેમના પ્રતિ કહે છે—હે સ્વામિનીજી ! શા માટે તમે તમારો મુખચંદ્ર ઢાકતા નથી. કારણ કે તમારા મુખચંદ્રની દ્યુતિથી સૂર્ય ઢંકાઇ ગયો છે અને તેથી રાત્રિનો ભ્રમ સર્વને થાય છે આ પૃથ્વી ઉપરના સર્વ જીવો હવે આકુળ વ્યાકુળ થાય છે, કમળો પણ દુઃખી દુઃખી થઇ ગયા છે, કારણ કે કમળો ફક્ત સૂર્યના પ્રકાશમાજ ખીલે છે, અન્ય સમયે નહિ અને હવે સૂર્ય ઢંકાઇ ગયેલો હોવાથી તે કરમાઇ જાય છે ભમરાઓ પણ બિચારા દુઃખી થઇ રહ્યા છે કારણ કે આ રજનીના આભાસને લીધે ભ્રમરોને કમળમા બંધાઇ રહેવું પડશે, ચક્રવાક પક્ષી પણ ચક્રવાકીના વિયોગથી દુઃખી થાય છે, ચક્રવાક અને ચક્રવાકી રાત્રિકાળે એક બીજાથી છુટા પડી જાય છે અને પછી તેમને વિયોગમા સમય વ્યતીત કરવો પડે છે ભમરી પણ ભમરા વગર દુઃખી થશે, કારણ કે ભમરાઓ કમળમા બંધાઇ ગયેલા હોવાથી ભમરીઓ પાસે જઇ શકશે નહિ, માટે તું હવે સારંગ ( દીવા ) ના રિપુ વસ્ત્ર તેનો છેડો તારા મુખ ઉપર આઘો ખેંચ કે જેથી કરીને તારા મુખની દ્યુતિ ઢંકાઇ અને તેથી આકાશનો સૂર્ય જે ઢંકાઈ ગયેલો છે તે પ્રકાશતો સર્વને જણાય. ( સારંગદ્યુતિનો બીજો અર્થ—સારંગ કહેતા ચંદ્ર લેવો એટલે તારા મુખ ઉપરના વસ્ત્રના છેડાને એવી રીતે ખેંચ કે જેથી કરીને તારો મુખચંદ્ર ઢંકાઇ જાય, કે

ખાતો બંધ થઇ જાય) જો તુ એ પ્રમાણે નહિ કરે તો અત્યારે ખરેખર સારંગ કહેતા, રાત્રિની ધાકે, સારંગકુળ એટલે કમળના ફુલ લજ્જાયમાન થાય છે, અર્થાત્ રાત્રિના ભયે કરીને કમળો કરમાઇ જાય છે

આ પદ્યમા સ્વામિનીજીના મુખની દ્યુતિ સૂર્ય કરતા પણ વધારે દેદીપ્યમાન છે, એમ જણાવવામા આવ્યુ છે, અર્થાત્ ઉપમાન કરતા ઉપમેયનુ આધિક્ય અહિઆ છે, માટે વ્યતિરેક અલંકાર છે વળી એકનો એક સારંગ શબ્દ અનેક જુદાજુદા અર્થમા વપરાયો છે, માટે યમક નામનો શબ્દાલંકાર છે મુખના ચદ્રમા નિગરણ થયેલુ હોવાથી અતિશયોક્તિ અલંકાર છે

સ્વામિનીજીના મુખ ચંદ્રથી સૂર્ય પણ ઢંકાઇ જાય છે એ કવિની ઉક્તિમા પ્રેમ લક્ષણા ભક્તિના આ મુખથી (પ્રારંભથી, પ્રથમાવસ્થામાજ) જ્ઞાન સાધન ઢંકાઇ જાય છે અર્થાત્ પ્રેમલક્ષણાના પ્રારંભ કાળથીજ જ્ઞાન સાધન નિર્બળ થઈ જાય છે, તો પછી પૂર્ણ પ્રેમલક્ષણાનો પ્રતાપ હોય તો તેથી શુ સાધ્ય થઇ શકતુ નથી, એવો ધ્વની નીકળે છે શ્રી ઠાકોરજીની પ્રાપ્તિ માટે પ્રેમલક્ષણા ભક્તિ એજ ઉત્તમ છે સ્વામિનીજી—રાધાજી એટલે પ્રેમલક્ષણા ભક્તિ અને સૂર્ય એટલે જ્ઞાન કારણ કે જ્ઞાનને વેદાન્તમા જ્યોતિ કહેવાય છે અને સૂર્ય એ જ્યોતિષ્માન્ છે આ રીતે અર્થ સંગતિ બેસાડવાથી ઉપરનો ધ્વનિ બરાબર સમજાઇ જશે

નીચેના પદમા શ્રી ઠાકોરજીના સ્વરૂપનુ વર્ણન છે

॥ राग–बीलावल ॥

यह तेरो वृंदावन बाग ॥
सुनि राधा कदंब विटपकी शाखा एक अमीफल लाग॥१॥
श्यामपीत चित्र अमित छबि बरणी न जाइ अंग विभाग
अति सुपक्क मुरलिके परसत चुइ चुइ परत अमीरस राग ॥२॥
व्रज बनिता बरबार कनकमय रोके रहत सुधासुर नाग।
तुव प्रताप छुइ सकत न सुंदर शुक मुनि मरकट कोकिलकाग॥३॥
मै मालिन जतननकर चुगवत सिचत सुहस्त परेहै दाग।
सूरश्याम उठ देख नयनभर पिय पियूष अवनि दे पाग ॥४॥

આ પદનો સબધ આ પ્રમાણે છે એક અતરગિણી સખી શ્રી ઠાકોરજીને સકેત સદનમા પધરાવીને શ્રી સ્વામિની-જીને પધરાવવા માટે ગઈ તે સમયે શ્રી સ્વામિનીજીતો વૃદાવનની શોભા નિહાળી રહ્યા હતા એક બાજુએ કદબના વૃક્ષોની

શબ્દાર્થ—( ઉપરના પદના )—સુનિ—સાભળ, કદબ વિટપ—કદબ વૃક્ષ લાગ—લાગ્યુ છે વરણી ન જાઇ અગ વિભાગ—તેના પ્રત્યેક અગનુ વર્ણન થઈ શકે તેમ નથી પરસત—સ્પર્શ થતા ચુઇ ચુઇ—ટપકી ટપકીને, ઝમી ઝમીને બરબાર—ઉત્તમ સ્ત્રીઓ રોકે—રક્ષણ કરે તુવ—તારો. છુઇ સકતન—છોઇ શકતા નથી માલિન—માલન જતન—રક્ષણ પરેહૈ= પડયા છે દાગ=ડાઘ—કલક પિયૂષ=અમૃત અવનીદેપાગ=પૃથ્વી ઉપર પગ દઇને

શાખાઓ ઝુલી રહી હતી તેમ સુદર પુષ્પો તથા પલ્લવ તથા ફુલ લચિ રહ્યા હતા અને વળી ત્યા મર્કટ ચેષ્ટા કરી રહ્યા હતા આવે વખતે સખી સ્વામિનીજીની નિકટ આવીને કેહે છે—હે નખી ! તુ આ વૃદાવનમા મર્કટની ચેષ્ટા શુ જોઇ રહી છે ? તારે તો જે વૃદાવનનો બાગ જોવાનો છે તે જુદીજ જાતનો છે અર્થાત તારેતો શ્રી ઠાકોરજી રૂપી વૃદાવનનો બાગ નિહાળવાનો છે આ રીત કાકુ ઉક્તિથી શ્રી ઠાકોરજીના સ્વરૂપનું વર્ણન કરે છે તુ જે વૃદાવનને જોઈ રહી છે તે તો અન્યને દેખવા લાયક છે તારે માટે નહિ તારે તો હુ કહુ છુ તેવી રીતનો બાગ જોવાને લાયક છે તારા પ્રિય રૂપી ( શ્રી ઠાકોરજી ) એક મનોહર બાગ છે, એ પ્રીતમની શોભાથી આ વૃદાવન સુશોભિત બની રહ્યુ છે માટે હે રાધાજી ! તુ સાભળ 'સુન' શબ્દથી એવુ કેહેવા માગે છે કે તારૂ ચિત્ત જે અન્ય વસ્તુમા છે ત્યાથી વ્યાવૃત્ત કરીને પ્રભુ સન્મુખ તુ કર જો કે આ વૃદાવનમા અનેક કદબ છે, છતા પણ કૃષ્ણરૂપી કદબના વિટપો જે છે તે ઘણાજ સુદર છે બ્રહ્મનુ રૂપ અવર્ણનીય છે એ બ્રહ્મનુ યથાર્થ વર્ણન થઇ શકે એમ નથી, માત્ર તેમની એક શાખા જે અમૃતફલથી યુક્ત છે તેનુજ વર્ણન હુ તારી પાસે કરૂ છુ તે શાખા તે શ્રી ઠાકોરજીનો અધર છે તુ જે કદબ જુએ છે તેને તો અમૃતફલ નથી પણ શ્રી ઠાકોરજીના એક અગ અધરમા તો આ અમૃતરસ છે માટે તેમનું કદબ કરતા આધિક્ય છે વળી જેમ આ કદબમા પલ્લવોની નિબિડ શ્યામતા છે તથા પુષ્પોને

લીધે તેમા અરુણા છે તેમ શ્રી ઠાકોરજીનુ શ્રી અગ પણ શ્યામવર્ણ છે પોતે પીતરગનુ પીતાબર ધારણ કર્યું છે અગર સુવર્ણના આભૂષણ પહેર્યા છે, તથા મણિ માણેકથી શ્રી અગ અરુણ દેખાય છે અથવા કરતલ અગર પદતળની અથવા તેમના નખની અરુણતા દેખાય છે આ રીતે તેમનુ અગ ઘણુજ સુદર અને આકર્ષક દેખાય છે તે સર્વાગ દેહનુ સપૂર્ણ વર્ણન કરવુ અશક્ય છે માટે ફક્ત એક અગ જે અમૃત રસથી યુક્ત છે તેવા અધરનુજ અહિં આ વર્ણન હુ કરૂ છુ આ અધરને શ્રી ઠાકોરજીની મોરલીનો સ્પર્શ થાય છે અને તેથી તે અમૃત મુરલીમા પ્રવેશ પામે છે જ્યારે તે અધરામૃત રસ સહિત મુરલીને શ્રી ઠાકોરજી બજાવે છે ત્યારે અનત રાગ રાગિણી સહિત અમૃતરસ ચુઈ ચુઈ નીચે પડે છે આ સ્વરના સ્પર્શથી સ્થાવર જગમ થઇ જાય છે, અને જગમ સ્થાવરરૂપ થાય છે એવી એ મધુરતાની મોહક શક્તિ છે વળી કનકવર્ણી વ્રજવનિતાઓ આ અધરામૃતનુ રક્ષણ કરી રહ્યા છે માટે આ અધરામૃત ફક્ત અન્યને લભ્ય નથી જેમ સ્વર્ગની સુધાનું રક્ષણ સુર લોકો કરે છે, તેમ નાગ લોકમા નાગ રક્ષણ કરે છે, તેમ અહિં આ વ્રજવનિતા એનું રક્ષણ કરે છે જેમ શુક, મર્કટ, કોકિલા તથા કાગ આ કદબ ઉપર વિહાર કરી રહ્યા છે તેમ, શ્રીઠાકોરજી રૂપી કદબ વૃક્ષના આશ્રયમા શુકદેવજી, નારદ, શૌનક વગેરે, રૂપી શુક, હનુમાન રૂપી મર્કટ, કોકિલ ઋષિ નામે કોકિલા પણ રહે છે જેમ શુકાદિ પક્ષીઓ

કદબની શાખા ઉપરના ફૂલને છુઈ શકતા નથી તેમ શુક-દેવાદિ શ્રી ઠાકોરજીને પ્રાપ્ત કરવાને ઈચ્છે છે છતા પણ તારી માફક તેઓને પ્રાપ્ત નથી માટે આ અધરામૃતનુ ફલ તો તારે માટેજ છે આવા કદબ વૃક્ષ રૂપ જે શ્રી ઠાકોરજી તેમના પ્રતિ માન રાખવુ એ તારે માટે કોઈ પણ રીતે હિતાવહ નથી વિટપ એટલે લપટ પણ અર્થ થાય છે અર્થાત્ કૃષ્ણ વિટપ છે એટલે બહુનાયક છે જો તુ આ પ્રમાણે માન ધરીશ તો તેમને તો તારા જેવી અનેક નાયિકાઓ મળશે, તો તને આ પ્રમાણે માન ધરવુ છાજતુ નથી મે આ વિટપને તારા માટે બહુજ શ્રમ લઈને જલસિંચીને ઉછેર્યો છે, અને તેના ડાઘા જોવા હોય તો જો, અર્થાત્ શ્રી ઠાકોર-જીના હૃદયમા રસનુ સિચન કરીને તારે માટેના ભાવનુ ઉદ્દીપન મે કર્યુ છે મે તેમને હમણા કુજમા પધરાવ્યા છે તો તુ સત્વર ત્યા જા નહિતો વળી તે તને માન કરતા નિહા-ળીને અન્યત્ર ચાલ્યા જશે, માટે હુ તને હાથ જોડીને વિનતી કરૂ છુ કે શ્રી ઠાકોરજીને મળવામા વિલબ ન કર અહિ આ બેની રહીને આ કદબના વૃક્ષને શુ જોઈ રહી છે ? એ કદ-બના વૃક્ષને કોઇ અમૃતરસ યુક્ત ફળ લાગેલુ નથી, પણ શ્રી ઠાકોરજી રૂપી કદબ વૃક્ષમા તો અધરામૃત છે અને તે અતિ મધુર છે માટે તુ એ પિયૂષનુ પાન કર, આ રીતે સખી સમજાવીને રાધાજીને શ્રી ઠાકોરજી પાસે લઈ જાય છે

અહિંઆ ઉત્તમા સખી હોવાથી માનના પ્રસંગને છૂપાવીને અન્ય પ્રસંગથી રાધાજીને સમજાવીને શ્રી ઠાકોરજી પાસે લઇ જાય છે સખીનો ઉપાય સામ છે

સખીએ કરેલી ઉક્તિ—રાધાજીના માન ભંગ માટે જ ઉક્તિ કરી છે તેને અલંકાર શાસ્ત્રમા ' [1]કાકુ " કહે છે, કદંબ શાખા, શુક, કોકિલ, કાગ ઇત્યાદિમા કૃષ્ણ, અધર, શુકદેવજી વગેરેનો આરોપ થયો છે માટે તેમા રૂપક અલંકાર છે પણ અહિંઆ રૂપક વ્યંગ્ય છે કારણ કે ઉપમેય કૃષ્ણ, અધર, ઇત્યાદિની વાચ્યતા નથી, વળી કૃષ્ણના અધરમા અમૃત છે, પણ કદંબની શાખામા નથી, માટે કદંબ કરતા તેનુ આધિક્ય છે અર્થાત્ ઉપમાન કરતા ઉપમેયનુ આધિક્ય છે, માટે તેમા વ્યતિરેક અલંકાર છે " [1]વિબ્બોક નામનો નાયિકાલંકાર છે કારણ કે અહિંઆ અતિ ગર્વથી સ્વામિનીજી શ્રીઠાકોરજી પ્રતિ માનને લીધે અનાદર દેખાડે છે, નાયક કૃષ્ણ ધીરલલિત છે લલિત એટલે શૃંગારરસમા પ્રવીણ છે અને નાયિકા મધ્યા જ્ઞાતયૌવના માનવતી છે

અહિંઆ રાધાજીને પ્રભુરૂપી કદંબ વૃક્ષના અધરામૃતનુ

---

भिन्नकण्ठध्वनिर्धीरै काकुरित्यभिधीयते ।

જુઓ કાકુની વ્યાખ્યા તથા વિવરણ માટે **साहित्यदर्पण २ २५**

૧ વિબ્બોક માટે કહ્યું છે કે—

**वब्बोकस्त्वतिगर्वेण वस्तुनीष्टेऽप्यनादर ॥ ३-१०**

પાન કરવાનુ કહેવામા આવે છે જે વૃક્ષનુ રક્ષણ વ્રજવનિતાઓ કરી રહ્યા છે, અને જેનુ શુકદેવજી આદિ ભક્તો રૂપી શુક વગેરે તેનુ સેવન કરે છે, આ ઉપરથી ધ્વનિનો અર્થ એવો નીકળે છે કે રસાત્મક પ્રભુના રસનુ પાન ફક્ત રાધાજી—પ્રેમ લક્ષણા ભક્તિ ભાવ સિદ્ધ લીલા મધ્યપાતી અતરગ ભક્તોજ કરી શકે અન્યને તેનો અધિકાર નથી શુકદેવજી તેની પાસે જાય છે, છતા તે ફળને છુઇ શકતા નથી, તેના રસનુ પાન સમ્યક પ્રકારે કરી શકતા નથી માત્ર પ્રેમભક્તિવાળા રાધાજી જ તે કરી શકે એમ છે, તે રસપાનની યોગ્યતા ઇતર ભક્તોની નથી, આવો ધ્વનિ તેમાથી નીકળે છે

આ પદમા શ્રીઠાકોરજીનુ કદબના વૃક્ષ તરીકે ઘણુજ સુદર વર્ણન કર્યુ છે રસાત્મક પ્રભુના સ્વરૂપનુ વર્ણન વેદની શ્રુતિઓ પણ યથાર્થ કરી શકી નથી, તો પછી અન્ય કોઇ તો શીરીતે કહી શકે ? માટેજ સૂરદાસજી કહે છે કે આ કદબ વૃક્ષનુ વર્ણનજ થાય એમ નથી, તો પણ તેની એક શાખા અધર—જેને અમૃતફળ લાગેલુ છે તેનુજ વર્ણન કરૂ છુ આ રીતે વર્ણન કરીને શ્રી ઠાકોરજીના શ્રી અગની અત્યન્ત દિવ્યતા અલૌકિકતા તથા અવર્ણનીયતા સૂચવી છે શ્રી ઠાકોરજીને કદબ વૃક્ષની સાથે સરખાવીને શ્રી ઠાકોરજીના શીતલતા, ચારુતા, મધુરતા રસિકતા તથા આલ્હાદકતા ઇત્યાદિ

અનેક ધર્મોનુ વ્યજન પણ કરવામા આવ્યુ છે આવુ ભાવમય શ્રી ઠાકોરજીના શ્રી અગનુ વર્ણન કયા ભક્તને હૃદયગમ ન થાય ? કોની ઉદાત્ત ભાવનાઓને આ વર્ણન નહિ પોષે ! કોને એ સ્વરૂપની મધુરતાનુ ભાન નહિ કરાવે ?

*કલહાન્તરિતા નાયિકાની સખી પ્રતિ ઉક્તિ —

॥ राग नट ॥

मिलवो पार्थ मित्रही आन॥
जलज सुतको सुतहित किये भइ रसकी हान ॥१॥
गिरिसुता पति तिलक कसकत हनत सायकनान।
दधिसुता सुन आवलि उपर इंद्र आयुध मान॥२॥
पिनाक पति सुत ता सुत वाहन भक्षक भक्ष विषखान।
शाखामृग रिपु वसन मलयज हुत हुताशन जान॥३॥
धर्मसुतके अरि सुभायक त्यजत सिरधरि पान।
सूरदास विचित्र विरहनी चूक निजजीय मान॥४॥

---

*કલહાન્તરિતાનુ લક્ષણ નીચેના હિન્દી દોહરામા છે
કયોહુકર માને નહિ તબ પિય થકી ઉઠીજાય
સો કલહતરિતા ત્રિયા, ફિર પાછે પછિતાય

શબ્દાર્થ—પાર્થ=અર્જુન જલજસુત=બ્રહ્મા તેના સુત નારદ તેમનુ હિત એટલે કલહ હાન=હાનિ ગિરિસુતા=પાર્વતી તેમના પતિ શીવ તેમનુ તિલક ચદ્ર સાયક=બાણ દધિસુતા સુત=સીપ તેનો સુત

અહિ આ સ્વામિનીજી (રાધા) પોતેજ કલહાતરિતા નાયિકા છે તેમણે શ્રી ઠાકોરજી સાથે અત્યારસુધી માન કરીને કલહ કરેલો હોવાથી શ્રી ઠાકોરજી તેમની પાસેથી પધારી ગયેલા આથી શ્રી ઠાકોરજીના વિરહમા સ્વામિનીજીની શી અવસ્થા થયેલી તે અહિ આ સૂચવી છે વિપ્રયોગની વિષમાવસ્થા તેમનાથી હવે સહન નહિ થતી હોવાથી નખી પ્રતિ કહે છે, હે સખી ! હવે મારૂ ધૈર્ય રહેતુ નથી શ્રી ઠાકોરજી સાથે માન પૂર્વક કલહ કરવામા મે મોટી ભુલ કરી છે તે હવે હુ સમજી છુ, અને તથી આ વિયોગ મારાથી સહન થતો નથી, માટે તુ જા અને ગમે તે ઉપાયે શ્રી ઠાકોરજીને મનાવીને મારી પાસે તેડી લાવ તે પાર્થના મિત્ર (અર્જુનના સખાને) તુ જા મારી પાસે તેડી લાવ ખરેખર મે અત્યારસુધી જલજસુત કહેતા બ્રહ્માના પુત્ર નારદજીને જે પ્રિય છે તેનો અગીકાર કર્યો, અર્થાત્ નારદજીને કલહ પ્રિય છે અને તે કલહનો મે અગીકાર કર્યો, આમ કરવાથી મે ગભીર ભૂલ કરી છે કારણકે તેથી રસમા મોટુ વિઘ્ન પડયુ છે રસકેલીમા કલહ ન જોઇએ કલહ હોય તો તે રસનો વિરોધી થાય છે વળી આથી મારી શી સ્થિતિ થઇ છે તે તને ખબર છે ? જો

મોતી આવલિ=પંક્તિ પિનાકપતિ=શીવ તેમના સુત ગણપતિ તેમનુ વાહન ઉદર તેના ભક્ષક સર્પ તેનો ભક્ષ્ય પવન હુતાશન=અગ્નિ શાખામૃગ=વાનર વસન=વસ્ત્ર મદનજ=ચદન ધર્મસુત=યુધિષ્ઠિર તેના અરિ દુર્યોધન સુભાયક=સ્વભાવ

સાભળ ગિરિસુતા કહેતા પાર્વતી, તેના પતિ શિવ, તેમના તિલકરૂપ ચદ્ર ( કારણ ચદ્ર શિવને મસ્તક બિરાજે છે ) તેમને તેના કિરણો રૂપી બાણુથી ઘણીજ પીડા આપી રહ્યો છે, પિયુના વિયોગથી ચદ્ર પણ દુખકર થાય છે દધિ સુતા કહેતા સીપ તેનો સુત મોતી, તેનો હાર જાણે વિદ્યુત્ સમાન હોય તેમ જણાય છે વળી પિનાકપતિ એટલે શિવ, તેમના સુત ગણપતિ તેનું વાહન મૂષક ( ઉદર ) તેનો ભક્ષક સર્પ તેનુ ભક્ષ્ય પવન તે પણ મને વિષ સમાન લાગે છે મદમદ અને શીતલ પવનો પણ મને વિષ સમાન અસહનીય થઈ પડે છે જેમ જેમ એ મન્દ મન્દ પવનોનુ હુ સેવન કરૂ છુ તેમ તેમ મન્મથની પીડા મારા અગમા વધતી જાય છે શાખામૃગ કહેતા વાનર તેના રિપુ બળદેવજી તેમનું વસન (વસ્ત્ર) નીલાબર, મલયજ (ચદન) તે પણ અગ્નિ સમાન લાગે છે આવી મારી વિષમ સ્થિતિ છે આ સ્થિતિનું વર્ણન મે તારી આગળ કર્યું છે માટે હે સખી ! તું સત્વર શ્રીઠાકોરજી પાસે જા, અને તેમને મારા તરફથી નિવેદન કરીને કહેજે કે મે હવે ધર્મસુત કહેતા યુધિષ્ઠિર તેમના અરિ દુર્યોધન તેનો જે સ્વભાવ અહકાર છે તેને આજથી છોડી દીધો છે સૂરદાસજી કહે છે કે આ પ્રમાણે વિચિત્ર વિરહની દશામા પોતે શ્રીઠાકોરજી તરફ કલહ કરવામા શી ગભીર ભૂલ કરી હતી તેનું ભાન શ્રીસ્વામિનીજીને હવે આ પ્રમાણે થયું

આ પદ્યમા " જલજ સુતકો સુત હિત (કલહ) " " ગિરિસુતા પતિ તિલક (ચદ્ર) " " દધિ સુતા સુત આવલિ (મોતિનો હાર) " "પિનાક પતિ સુત તા સુત વાહન ભક્ષક ભક્ષ ( વાયુ ) " ઇત્યાદિમા ઇષ્ટ અર્થની વ્યાવહૃતિ થઈ નથી અને તેથી તે ગુપ્ત રીતે વર્ણવ્યો છે માટે ત્યા "પ્રહેલિકા" છે ચદ્રના કિરણોમા બાણની સભાવના કરી છે, તથા મોતિના હારમા વિદ્યુતની સભાવના કરી છે માટે તે ઉત્પ્રેક્ષા અલકાર છે

આમા રતિ સ્થાયિભાવ છે તેનો આલબન વિભાવ શ્રીઠાકોરજી છે ચદ્રજ્યોત્સ્ના, મદ અને શિતળ પવન, ઉદ્દીપન વિભાવો છે વૈવર્ણ્ય, અશ્રુપાત ઇત્યાદિ અનુભાવો છે અને નિર્વેદ, ગ્લાનિ, ખેદ વગેરે સચારિભાવો છે, આ બધા રતિ ભાવની અભિવ્યક્તિ કરે છે, અને તેથી શૃગાર રસનુ પોષણ કરે છે પણ અહિઆ રાધાજીના વિરહની દશાનુ વર્ણન છે માટે આ વિપ્રયોગ શૃગારરસ છે

" પ્રાર્થ મિત્ર " એમ અહિઆ શ્રીઠાકોરજીને માટે સબોધન કરવામા આવ્યુ છે તે એવુ સૂચવે છે કે જેમ શ્રીઠાકોરજીએ અર્જુનના દાસ થઇને તેની ઇચ્છાને વર્તીને તેનુ કામ કર્યું, તેમ શ્રીઠાકોરજી પણ મારી ઇચ્છાને વર્તીને મારા મનોરથો જરૂર પૂરશે અર્જુન તો મર્યાદા ભક્ત હતા છતા પણ તેનું કામ પ્રભુએ કર્યું છે તો પછી હુ તો શુદ્ધ પુષ્ટ ભક્તોમા પણ શ્રેષ્ઠ છુ તો પછી શુ મારા દાસ તરફ પ્રભુ

જોશે ? પ્રભુ તો પુષ્ટિભક્તો તરફ ઘણાજ ઉદાર વૃત્તિવાળા છે તે પોતાના દાસજનના અપરાધો કદી પણ જોતા નથી તો પછી મારા શી રીતે જુવે ? એવો ભાવાર્થ ધ્વનિથી સમજાય છે આવુજ બીજુ પદ્ય પણ કલહાન્તરિતા નાયિકાનુ છે

॥ राग–बिहागरो ॥

**जलसुत प्रीतम सुत रिपु बंधव आयुध आनन बिलख भयोरी।**
**सारंग सुतापति बसतजु माथे कोटि प्रकाश रिसाय गयोरी ॥१**
**मारुत सुतपति रिपु पुरवासी पितु वाहन भोजन न सुहाइ ।**
**हरसुत वाहन असन सनेहि मानो अनल देह दहाइ ॥ २ ॥**
**उदधि सुतापति वाहन ता वाहन केसें समझाइ ।**
**सूरदास यह धर्म सुवन रिपु ना अवतार कलह सो वहाइ ॥३॥**

જલસુત એટલે કમળ તેનો પ્રીતમ સૂર્ય તેનો સુત કર્ણ તેનો રિપુ અર્જુન તેના બંધવ શ્રી કૃષ્ણ અને તેમનું આયુધ સુદર્શનચક્ર તે મારા મુખને વિલખ ભયો અર્થાત્ તે નહિ દેખવાથી મને ઘણુજ દુઃખ થાય છે આ શ્રી કૃષ્ણનું મુખ કેવુ છે, તો કહે છે સારંગ કહેતા પર્વત તેની પુત્રી પાર્વતી તેનો પતિ શંકર તેમને માથે ચંદ્રમા વસે છે એવા કરોડો ચંદ્રમાના જેવા પ્રકાશવાળુ શ્રી ઠાકોરજીનુ મુખ છે. આવા ચંદ્રના પ્રકાશ યુક્ત મુખવાળા પ્રીતમ રિસાઈ ગયા છે અને તેથી મને ઘણુજ દુઃખ થાય છે, આથી કરીને મારુતસુત એટલે હનુમાન્ તેમના પતિ એટલે રામ તેમના રિપુ

રાવણ અને તેના પુરમા વસનાર અગસ્ત્યમુનિ તેમના પિતા બ્રહ્માજી તેનુ વાહન કહેતા હ સ, તેનું ભોજન મોતિ તે પણ શોભતુ નથી, અર્થાત્ શ્રીઠાકોરજીના વિયોગનુ દુ ખ એવુ અકારૂ છે કે મોતીનો શણગાર પણ દુ ખ કર્તા થઇ પડે છે વળી હરસુત કહેતા કાર્તિકસ્વામી તેમનુ વાહન એટલે મયૂર અને તેનુ અશન ( ભોજન ) સર્પ ( કારણ કે મોર સર્પને ખાય છે ) તેનો સ્નેહિ ( પ્રિય ) ચ દન તે પણ શિતળતા અર્પવાને બદલે ઉલટો દહે છે ઉદધિસુતા એટલે રમા ( લક્ષ્મી ) તેના પતિ ( વિષ્ણુ ) તેમનુ વાહન ગરુડ અને તેનુ પણ વાહન એટલે મન ( ગરુડની ગતિને મનના વેગની સાથે સરખાવવામા આવે છે ) આવા મારા મનને હું કેવી રીતે સમઝાવુ, ? અથવા ગરુડનુ વાહન વાયુ અર્થાત પ્રાણ તેને હુ કેવી રીતે ધારણ કરી શકુ ધર્મસુવન એટલે યુધિષ્ઠિર તેમના શત્રુ દુર્યોધન તે પણ કલિનો અવતાર છે આ કલિયુગનુ રૂપ કલહ છે મે પ્રીતમની સાથે કલહ કર્યો છે તેથી શ્રી ઠાકોરજી મારાથી રિસાઈ ગયા છે માટે એ કલહને હુ હવે જલમા ફેકી દેઉગ એવી રીતે એને જલમા ફેકી દઇશ કે ફરીથી તે મારામા ઉત્પન્ન થાય નહિ

આમા પણ પ્રહેલિકા છે " હરસુત વાહન અસન સનેહિ માનો અનલ દેહ દહાઈ " એમા ઉત્પ્રેક્ષા અલ કાર છે રસ વિપ્રયોગ શૃગાર છે

શ્રી ઠાકોરજી જ્યારે મથુરામા પધાર્યા ત્યારે તેમણે વ્રજાગનાની શી સ્થિતિ છે તેની તપાસ કરવાને ઉદ્ધવજીને ગોકુલ મોકલે છે, તે સમયે ગોપીઓ ઉદ્ધવજી પ્રતિ પોતાની સ્થિતિનુ વર્ણન કરી બતલાવે છે તે વર્ણન સૂરદાસજીએ નીચેના પદ્યમા આપ્યું છે

॥ राग–नट ॥

**हरि बिन कैसे करि व्रजजीजे ॥**

**पंकज बरखत पकज उपर सारंगरिपु अति भोजे ॥ १ ॥**
**तारापति रिपुके शिर ठाढी निमेष चेन नहि दीजे ।**
**चंद्र चोथ जाय गोपनको मधुप राख यश लीजे ॥ २ ॥**
**वायस अजा शब्दको मिलनो ताकारण तन छीजे ।**
**सूरदास मोहि दुःखित जानके क्यों न प्रगट अबकीजे ॥३॥**

---

શબ્દાર્થ—કૈસે=કેવી રીતે, જીજે=જીવે, પકજ=કમળ (નેત્રો) સારગ રિપુ=દીવાનો શત્રુ, વસ્ત્ર, અગર કામના શત્રુ શીવ અર્થાત્ અહીઆ કુચ (કારણકે કુચનો આકાર શિવના લિગ જેવા છે) ભીજે=ભીજાય તારાપતિ=ચદ્ર, તેનો રિપુ=રાહુ (ગહુનો અર્થ અહિઆ રાહ=માર્ગ લેવાનો છે ) ઠાઢી=ઉભી રહી નિમેષ=પલપણ, ચેન=શાતિ, ચદ્રચોથ= ચદ્રથી ચોથો બૃહસ્પતિ (બૃહસ્પતિનુ બીજુ નામ જીવ છે તેથી અહિઆ એમ અર્થ છે અગર બુદ્ધિ અર્થ પણ લેવો )વાયસ=કાગડો તેનો અવાજ ‘ કા ’ અજા=બકરી, તેનો શબ્દ મે તે બન્ને શબ્દો એકઠા કરવાથી ‘ કામ ” એવો અર્થ થાય છે તન=શરીર છીજે= પીડા આપે છે

વ્રજાગનાઓ ઉદ્ધવજીને કહે છે "હે ઉદ્ધવજી ! હરિ વગર અમે કેવી રીતે પ્રાણ ધારણ કરી શકીએ? અરે આ અમારા પંકજ–નેત્રો તરફ તો તમે જુઓ તેમા પંકજ કહેતા આસુઓ દેખાય છે (પ્રથમ પંકજ એટલે આસુ અને બીજો પંકજ એટલે નેત્ર એમ પદની લીટીનો અર્થ સમજવો) એટલુજ નહિ પણ સારંગ (દીવો) રિપુ કહેતા અમારૂ વસ્ત્ર તે પણ ભીજી જાય છે અર્થાત્ પ્રભુના વિયોગથી આખમા એટલી બધી અશ્રુની ધારાઓ ચાલે છે કે તેથી અમારા વસ્ત્ર પણ ભીજાઇ જાય છે તારાપતિનો રિપુ કહેતા રાહુ તેના શિરમા અમે ઠાઢી રહીએ છીએ રાહુને ભાષામા રાહ લખે છે અને રાહુનો અર્થ માર્ગ થાય છે, એથી તે કહે છે કે પ્રભુને પુન મળવાની આશામા ને આશામા અમારૂ જીવન અમે વ્યતીત કરીએ છીએ એક ક્ષણવાર પણ શાંતિ અમને રહેતી નથી વળી ચદ્રથી ચોથો કહેતા બૃહસ્પતિ અર્થાત્ જીવ પણ અમારો જાય છે અમારા પ્રાણ પણ જવાની અણી ઉપર છે અથવા તો બૃહસ્પતિ એટલે ધીષણા બુદ્ધિ તેનુ પણ ગોપન થયુ છે તે છૂપાઇ ગઈ છે બુદ્ધિ કોઇ પણ જાતના વિચાર કરી શકતી નથી માટે હે મધુકર ! અમારા જીવને વિચક્ષણતાથી રાખી લો જો એ જીવને બચાવવાની ઇચ્છા હોય તો જેમ બને તેમ જલદીથી અમને પ્રીતમનો મેળાપ કરાવો આટલુ કામ કરીને તમે યશ પ્રાપ્તિ કરો જો તમે

અમને પ્રીતમનો ( પ્રભુનો ) યોગ પુન કરી આપશો તો જરૂરથી અમે તમારી પ્રશ ના કરીશુ આ પ્રમાણે મધુપને સબોધીને ઉદ્ધવજી પ્રતિ કહે છે

ઉદ્ધવજી અત્યારની અમારી દેહદશાનુ તથા મનોદશાનુ વર્ણન તમારી પાસે કર્યું, છતા પણ અમે ફરીથી તમારી આગળ કહીએ છીએ તે સાભળો વાયસ કહેતા કાગડો તેનો અવાજ "કા" હોય છે કાગડો "કા કા" કહે છે આ અવાજનો અન્ત્ય અક્ષર "કા" છે તેમ અજા (બકરી) નો અવાજ "મે મે" હોય છે, એટલે તેનો અન્ત્ય અક્ષર "મે" હોય છે, આ બે શબ્દોને એકઠા કરવાથી "કામ શબ્દ થાય છે આ કામની કામશાસ્ત્રમા દશ* દ ાઓ કહી છે તે બધી અસરો અમારા અ ગ ઉપર જણાય છે અર્થાત્ તે અમને સર્વને પીડા કરી રહ્યા છે માટે તમે પ્રભુનો જેમ બને તેમ સત્વર અમને મેળાપ કરાવો સાક્ષાત્ દર્શન કરાવીને આ કામની પીડા દૂર કરો

---

* **साहित्यदर्पण** ના તૃતીય પરિચ્છેદમા કામની દશ દશાઓ નીચે પ્રમાણે આપેલી છે—

**अगेष्वसौष्ठव ताप पाण्डुता कृशतारुचि ॥ २०५ ॥**
**अधृति स्यादनालम्बस्तन्मयोन्मादमूर्च्छना ।**
**मृति श्चेति क्रमाज्ज्ञेया दशस्मरदशा इव ॥ २०६ ॥**
**अगासौष्ठवमापत्तिस्तापस्तु विरहज्वर ।**
**अरुचिर्वस्तुवैराग्य सर्वत्रारागिता धृति ॥ २०७ ॥**

*વાસકસજની નાયિકાની સખી પ્રતિ ઉક્તિનું પદ્ય નીચે પ્રમાણે છે

**अनालम्बनता चापि शून्यता मनस स्मृता**
**तन्मयस्तत्प्रकाशो हि बाह्याभ्यन्तरतस्तथा ॥**

આમા અ ગનુ અસૌષ્ઠવ, તાપ, પાણ્ડુતા (વૈવર્ણ્ય), કૃશતા (શરીરની નબળાઇ) અરૂચી (વસ્તુવૈરાગ્ય) અધૃતિ અનાલબનતા (મનની શૂન્યતા) તન્મયતા, ઉન્માદ અને મૂર્છના એ દશને કામની અવસ્થા કહી છે

માલતીમાધવના છઠ્ઠા અ કમા પ્રથમ "ચક્ષુરાગ" પછી મનની અનન્યપરતા અને પછી "તનુગ્લાનિ" એ રીતે કામની દશાઓ ગણાવી છે ટીકાકાર નીચે પ્રમાણે દશ દશાઓ કામની ગણાવે છે "ચક્ષુ પ્રીતિ, મન, સગ, સ કલ્પોત્પત્તિ, નિદ્રાચ્છેદ, તનુત્વ, વિષયાન્તરવ્યાવૃત્તિ, લજ્જાનાશ, ઉન્માદ, મર્છા અને છેલ્લી મરણદશા

ભક્તકવિ દયારામના મતે દગરૂચિ, સ્મૃતિ, અભિલાષ, ઉદ્વેગ, વ્યાધિ, પ્રલાપ, ઉન્માદ, જડતા, મૂર્છના અને તન્મયતા એમ પ્રભુપ્રેમની દશ અવસ્થાઓ છે તેમાના ૧–૪ સ્નેહના, ૫–૭ આસક્તિના, ૮–૯ વ્યસનના અને છેલ્લો તન્મયતાનો છે તન્મયતાદશાને જ્યારે કામ પહોચે છે ત્યારે તેનો પરિપાક જણાય છે જુઓ આ વિષયના વિશેષ સ્પષ્ટીકરણ માટે "દયારામકૃત ભક્તિપોષણ"

* વાસકસજની નાયિકાનુ લક્ષણ સાહિત્યદર્પણમા નીચે પ્રમાણે આપ્યુ છે

**कुरुते मण्डनं यस्या सज्जिते वासवेश्मनि**
**सा तु वासकसज्जा स्याद्विदितप्रियसगमा ॥३–८६॥**

॥ राग–बिलावल ॥

*तेंजु नीलपट ओट दयो ॥

जलसुत किरण भइ अति शोभा मानहु अर्धशशि राहु गह्यो॥१॥
भूमिघसन सिरमजन कीनो उरणबख रिपु तामें नयो ।
सूरदास स्वामी हितकारण कमल कमल प्रति भ्रमर ठयो ॥२॥

અહિંયા સ્વામિનીજી એ વાસકસજની નાયિકા છે શ્રી ઠાકોરજી આજે સ્વસદનમા પધારવાના છે એમ જાણીને શ્રી સ્વામિનીજી તેમના સત્કાર માટે ગૃહને શય્યાદિથી સુશોભિત કરે છે, અને પોતે પણ શ્રી અગ ઉપર વસ્ત્ર તથા અલ-કારો ધારણ કરવામા મગ્ન બન્યા છે તે સમયે તેમની નિકટ વર્તિની સખી આ પ્રમાણે કહે છે—હે સ્વામિનીજી! તમે આજે પ્રિતમના સત્કાર માટે શ્રીઅગઉપર શણગાર ધરો છો તે હુ જાણી ગઇ છુ તમારા શ્રીઅગની શોભા કઈ દેદીપ્યમાન બનેલી હુ જોઉ છુ આપના મૂખ ઉપરના

---

પ્રિયના સગમના જ્ઞાનવાળી નાયિકા જ્યારે પોતાના વાસગૃહને પ્રિયના સત્કાર માટે સજ્જીત કરે છે તથા પોતે આભૂષણ વગેરે અગ ઉપર પહેરે છે ત્યારે તે વાસકસજ્જા કહેવાય છે

*શબ્દાર્થ—નીલપટ=ભૂરૂ કપડુ ઓટ=ઓથો જલસુતકિરણ= ચદ્રનુ કિરણ માનહુ અર્ધશશિ રાહુ ગહ્યો=જાણે રાહુએ અર્ધચ-દ્રનુ ગ્રહણ કર્યું હોય એમ જણાય છે ભૂમિઘસન=કુકડો સિરમજન= માથા ઉપરનો રક્તવર્ણ કીનો=કર્યો ઉર્ણા=માકડી વખ=ભક્ષ્ય

વસ્ત્રને આડુ ઓઢેલુ હોવાથી જાણે રાહુએ અર્ધશશીને (ચંદ્રને) ગળ્યો ન હોય એવો આભાસ થાય છે પણ ગ્રહુ જો ચંદ્રનુ ગ્રહણ કરે તો ચંદ્ર નિસ્તેજ થાય છે, પણ અહિંયા તો આપનુ મુખ વધારે સુંદર દેખાય છે વળી આપના શ્રી મસ્તક ઉપર તો જાણે ભૂમિધસન એટલે કુકડાના મસ્તકની રક્તિમા (રતાશ છે) અને વળી તે રતાશ સાથે ઉર્ણા કહેતા માકડી, તેનુ ભક્ષ્ય એટલે માખી, અને તેનો શત્રુ એટલે તેલ પણ ભળેલુ છે અર્થાત્ શ્રીમસ્તક ઉપર જે કુંકુમ અગર કેસર છે તમા તેલ મિશ્રિત થયેલુ હોવાથી તેની રક્તિમા અતિશય સુદર છે સૂરદાસજી કહે છે કે શ્રીઠાકોરજી આજે પધારવાના છે એમ જાણીને સ્વામિનીજી પોતાના પ્રતિઅંગમા શૃગાર ધરે છે આથી ખરેખર જાણે દરેક કમલમા ભ્રમર ઠરી જતો હોય એમ જણાય છે અર્થાત્ નેત્રકમળમા ભ્રમર કહેતા કાજળ શોભી રહ્યુ છે અથવા મુખકમળમા કાજળની બિંદી શોભી રહી છે અગર હસ્તકમળના ગજરામા, પહોચિમા તથા બાજુબધમા શ્યામ રેશમના ફુદના ભ્રમરવત્ શોભી રહ્યા છે આ છેલ્લી પંક્તિમા કમળનો અર્થ નેત્ર અગર મુખ અગર હસ્ત સમજવો, અને ભ્રમર એટલે આખનુ અંજન અગર ભાલપ્રદેશમા મેસની બિદી અગર બાજૂબધમા લટકતા રેશમના ફુદણા આ રીતે સમજવાથી અર્થ બરાબર સ્પષ્ટ થશે

શ્રી ઠાકોરજીના સત્કાર માટે સ્વામિનીજી કેટલા બધા

ઉત્સુક થઈ રહ્યા છે તે આમા વર્ણવ્યું છે "માનહુ અર્ધ શશિ ગહુ ગહ્યો" એમા ઉત્પ્રેક્ષા અલકાર છે કારણ કે નીલ પટથી આચ્છાદિત થયેલા મુખમા રાહુથી ચદ્ર ગ્રહણની સભાવના કરી છે "ઉગ્ગુવખ રિપુ' એનો અર્થ તેલ થાય છે એ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રહેલિકાથી સમજવાનો છે "કમલ કમલ પ્રતિ ભ્રમરહયો" એમા અતિશયોક્તિ અલકાર છે કારણ કે ઉપમેયનુ ઉપમાનમા સપૂર્ણ નિગરણ થયું છે

દાનલીલા વિષેનું પણ એક પદ સૂરદાસજીએ બનાવ્યું છે તે નીચે પ્રમાણે છે

॥ राग-धनाश्री ॥

**तोऊ न गोरस छांडदयो ॥**

**चहुफल भवन गह्यो सारगरिपु वाजी धुरा अथयो ॥१॥**
**अमी वचन रुचि रचित पट हठ झगरो फेर ठयो ।**
**कुमुदिनी प्रफुल्लित हो जोय सकुचि चले मृगचद उदयो ॥२॥**
**जान निशा शशि रूप विलोकत नवल किशोर भयो ।**
**तवते सूर नेक नहि छूटत मन अपनाय लयो ॥३॥**

---

શબ્દાર્થ—ગોરસ=૧ પૃથ્વીનો રસ (પુષ્ટિમાર્ગ) ૨ દહિ ૩ ઇંદ્રિયનો રસ (સ્વાદ) ન છાડદિયો=રાકી રાખ્યો, ચાખ્યો નહિ, અનુભવ્યો નહિ (ગોરસના ત્રણ અર્થ સાથે સબધ લેતા તે પ્રમાણે અર્થ કરવા) ચહુફલ=ચાર પુરૂષાર્થ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ સારગરિપુ=દીવાનો શત્રુ વસ્ત્ર, વાજીધુરા=સૂર્ય (જેના

આ પદના જેવુ ગદાધરદાસજીનુ પણ પદ છે તે નીચે પ્રમાણે છે

॥ राग-बिलावल ॥

कहा यह रीती ठानी ॥

जो नचलो कुल कर्म कनक कूद देदे अपने चावालो ।
अरु गायनके टोल बोल द्विज असे कहावत दानी ॥१॥
याही धन गेहेनो पेहेरेंगी सुतकी संपत्ति व्रजपतिजुकी रानी।
भलेंजु भले हो गदाधर प्रभु प्रिय बडेइ रसिक तुम
जीयकी बात हम जानी ॥२॥

એક વ્રજાગના મહી વેચવાને માટે વ્રજની ભૂમિમા થઇને પસાર થતી હતી, તે સમયે શ્રી ઠાકોરજીએ મહીનુ દાન લેવાના કારણથી ઝઘડો કરીને તેને સાજ સુધી રોકી પછીથી રાત્રિ પડતા શ્રી ઠાકોરજીએ કિશોર વચનો અગીકાર કર્યો અને પછીથી તેની સાથે રસલીલા કરી, એ વાતને એ વ્રજાગના પોતાની અતરગ સખીને કહેવા લાગી કે, હે સખી ! આજ તો હુ મહી વેચવાને ગઇ હતી, તે સમયે શ્રી ઠાકોરજીએ દાન લેવાને માટે મને રોકી પણ તેમણે

---

રથની ધુસરીમા ઘોડા જોડેલા છે તે ) અથયો=આથમ્યો અમી અમૃત ઝગરો=ઝઘડો કેર'યો=થયો જીન=જીવ સકુચિ=સકોચ થયો મૃગચદ=ચદ્ર, નવલ કિશોર=કિશોર અવસ્થાને પ્રાપ્ત થયા, નેક=બિલ-કુલ અપનાયલયો=વશ કરી લેવુ

મારી પાસેથી ગોરસ તો છોડી દીધુ નહિ (ગોરસ શબ્દના જુદા જુદા અર્થ થઇ શકે ગો એટલે પૃથ્વી અને તેનો રસ એટલે માર્ગ એમ થાય છે જેમ માર્ગ એક જગ્યાએથી બીજી જગ્યાએ નિરતર ચાલ્યો જાય છે તેમ રસનો સ્વભાવ પણ એક સ્થાનેથી બીજે સ્થાને વહી જાય એવો છે માટે રસનો અર્થ અહિ આ માર્ગ કરવો) મારા ગોરસને પણ શ્રી ઠાકોરજીએ છોડી દીધો નહિ એટલે મારા માર્ગને પણ છોડયો નહિ મને રસ્તામા રોકી રાખી મને આગળ વધવા દીધી નહિ ગોરસનો બીજો અર્થ દહિ થાય છે એ અર્થ લઇએ તો મારા દહિ ને શ્રી ઠાકોરજીએ છોડયુ નહિ અર્થાત્ ચાખ્યું વળી ગો એટલે ઇદ્રિય પણ થાય છે, આ અર્થ લેતા શ્રી ઠાકોરજીએ મારા ગોરસને છોડી દીધો નહિ અર્થાત્ સર્વ ઇન્દ્રિયોના રસનો પણ અનુભવ કર્યો અને કરાવ્યો વળી આગળ તે કહે છે કે ચાર પુરૂષાર્થ રૂપ ફલના ધામ રૂપ શ્રીઠાકોરજીએ મને રોકી રાખી અથવા તો ફલનું ભવન કહેતા વન તેમા મને રોકી રાખી અગર ફલ એટલે દહિ તેનુ ભવન (ઘર) કહેતા દાન, કારણ કે જેવુ દાન આપીએ તેવુ ફલ મળે છે, એટલે ફલને રહેવાનુ સ્થાન દાન છે આથી એ દાનની પ્રાપ્તિને માટે મને માર્ગમા રોકી રાખી.

આ ઉપરાત શ્રી ઠાકોરજીએ મારો અચળ (વસ્ત્ર) પણ પકડી રાખ્યો (સારગ રિપુનો અર્થ વસ્ત્ર થાય છે કારણ

કે સારંગ એટલે દીવો અને તેનો રિપુઅચલ છે ) આ સમયે જેની રથની ધુસરીમા વાજી ( ઘોડા ) જોડેલા છે એવો સૂર્ય પણ આથમી ગયો અર્થાત્ જ્યારે એમણે મારા વસ્ત્રને પકડી રાખ્યું, તે સમયે સૂર્યાસ્તનો સમય થયો, ત્યાર પછી મને પ્રસન્ન કરવાને અમૃતની માફક મીઠા શબ્દો બોલ્યા, જો કે આ બધુ ઉપરથી તો દાન લેવાની મિષથી કર્યું, પણ ખરી રીતે તો તેમને દાનની બિલકુલ અપેક્ષા નહોતી, દાનની તો હઠ જૂઠીજ હતી એમના હ્રદયમા તો જુદીજ વાત હતી, પણ તેનો મર્મ હુ સમજી ગઇ એટલામા હે સખી ! હુ કુમુદિનીની માફક પ્રફુલ્લિત થઇ, સાયકાળ થયેલો હોવાથી મારા જીવને પણ સકોચ થયો તો ખરો, કારણ કે ઘરના કુટુ-બીજનો મારે માટે શો અભિપ્રાય બાધશે તેથી મને ભય લાગ્યો, પણ મારૂ અગ સકુચિત થયુ નહોતુ આ વખતે મૃગવાહન કહેતા ચદ્ર પણ આકાશમા શોભી રહ્યા, ચદ્રનો ઉદય થયો ચદ્રોદયને નિહાળીને શ્રી ઠાકોરજીને રમણેચ્છા થઇ તેથી પોતે કુમાર અવસ્થામા પ્રવેશ કર્યો અને મારા મનને સ્વાધીન કર્યું એવી રીતે મારા મનને શ્રી ઠાકોરજીએ કબજ કરી લીધુ, ત્યાથી બિલકુલ છૂટેજ નહિ શ્રી ઠાકોરજીમાજ આસક્ત થઈ રહ્યુ અથવા તો આ છેલ્લી તુકનો એવો પણ અર્થ થઇશકે કે, સૂરદાસજી કહે છે શ્રી ઠાકોરજીએ કિશોર અવસ્થામા પ્રવેશ કર્યો ત્યા સુધીનુંજ હુ વર્ણન કરી શકયો

કારણ કે ત્યાર પછી તો મારૂ મન પણ અપનાઈ લીધુ છે એટલે બિલકુલ છૂટી શકતુ નથી માટે આથી આગળ વર્ણન હુ કરી શકુ એમ નથી, આટલા વર્ણનમાજ શ્રી ઠાકોરજીએ મારા ચિત્તને સ્તબ્ધ કરી લીધુ છે

આ પદમા ગોરસ વેચવા જનાર ગોપી પાસેથી શ્રી ઠાકોરજી તેને માર્ગમા રોકીને દાન લે છે એવો વાચ્યાર્થ છે ધ્વનિથી ગોરસનો અર્થ પ્રેમરસ એવો ગ્રહણ કરાય છે એટલે જે કોઇ ભક્ત પ્રેમરસને વેચવા જાય છે, અર્થાત્ પ્રેમલક્ષણા ભક્તિના માર્ગમા પ્રવેશ કરે છે તેની પાસેથી શ્રી ઠાકોરજી તેના બદલામા કઈક માગે છે જેમ લૌકિક રાજાઓ દ્રવ્ય વગેરે દાનના બદલામા લે છે તેમ અહિ આ શ્રી ઠાકોરજી ભક્તની પાસેથી આત્મ-સમપર્ણ રૂપી દાન લે છે, જે એ દાન ચુકવી આપે તેનેજ પોતાના સ્થળના માર્ગમા થઈને ગોરસ વેચવાની છુટ આપે છે અર્થાત્ જે ભક્તે પ્રથમ આત્મ સમર્પણ કર્યુ છે તેજ ભક્તિ પ્રદેશના પ્રેમમાર્ગમા થઈને રસ લઈને ( પ્રેમ સહિત ) પસાર થઈ શકે પણ આ દાનનો પ્રભાવ એવો છે કે, એ દાન લેતાજ શ્રી ઠાકોરજી ગોરસ વેચનારને વશ થઈ જાય છે અર્થાત્ પ્રેમ ભાવવાળા ભક્તને જો તેણે આત્મ-સમર્પણ કરેલુ હોય તો પ્રભુ વશ થાય છે બ્રહ્મની પ્રાપ્તિ માટે આત્મ સમર્પણ પૂર્વક પ્રેમલક્ષણા ભક્તિ એજ પરમ સાધન છે એવો ધ્વનિ

આ પદ્યમાંથી નીકળે છે આ ધ્વનિને કાવ્યશાસ્ત્રમાં "અર્થ શક્ત્યુદ્ભવાનુરણન" ધ્વાન કહેવાય છે આ ધ્વનિ અર્થ સમજવાથી આ પદ્યમાં કોઇને વિપરિત ભાવના થશે નહિ, આવા ભક્તને શ્રી ઠાકોરજી દિવસે દાનની વાત કરીને રોકી રાખે છે પણ રાત્રિના સમયે પોતે તેને રમણનુ સુખ આપે છે અર્થાત્ આત્મ-સમર્પણ કાળમા તે ભક્તને પ્રથમ સસારના તાપ ક્લેશનુ ભાન કરાવીને પ્રભુ પોતાને માટેનો વિરહ ઉત્પન્ન કરાવે છે સૂર્યનો આ તાપ સતાપ જનક છે તેથી સૂર્યના કાળમા-તાપની દશામા તે ભક્તને પ્રભુના સયોગની અત્યન્ત ઉત્કણ્ઠા થાય છે, જ્યારે પ્રભુની આ બાબતની પ્રતીતિ થાય છે એટલે રાત્રિનો કાળ પ્રાપ્ત થતા પોતે તે ભક્તને પ્રેમનું સુખ આપે છે રાત્રિ એ આધિદૈવિક છે

રાત્રિકાળે ચદ્ર શાન્તિને આપે છે તથા દિવસના તાપને શમાવીને આહ્લાદ ઉત્પન્ન કરે છે, તેમ આત્મ સમર્પણ થતા સસારના તાપક્લેશનુ ભાન થયા પછી પ્રભુ-પ્રાપ્તિને માટે જ્યારે ભક્તના હૃદયમા અત્યન્ત ઉત્કણ્ઠા થાય છે ત્યારે પ્રભુ પોતેજ તે ભક્તના ઉપર કૃપા કરે છે અને તેના વિરહાગ્નિને શાન્ત કરીને આનદનુ પરમ સુખ આપે છે એ સુખનો અનુભવ ભક્ત અન્ય અતરગ ભક્તને કહી બતલાવે છે એ અનુભવ અહિયા સૂરદાસજીએ વ્રજાગનાના શબ્દોમા દર્શાવ્યો છે

"ગોરસ" એ શબ્દના અનેક અર્થો થતા હોવાથી ત્યા શ્લેષ છે "સારગરિપુ" તથા 'વાજીન ધુરા' વગેરેમાં અર્થ પ્રહેલિકાથી ગુપ્ત રહ્યો છે

પ્રોષિતપતિકા નાયિકાની સખી પ્રતિ ઉક્તિ—

॥ राग नट ॥

**कहा कहो परदेसीकी बात ॥**
**मंदर भाग अधरकर कहिगए हरिभख देखोजात ॥१॥**
**शशिरिपु वरष सूररिपु युगभर हररिपुकी अवघात ।**
**नक्षत्र वेद ग्रहमिल अरधकर सोइ बने अबखात ॥ २ ॥**
**रविपंचक ले गए श्यामघन तातें मन अकुलात ।**
**सूरदास वश भइ विरहके कर मींडत पछतात ॥ ३ ॥**

---

શબ્દાર્થ—મદર=અર્ધનો રથ હરિભખ=સિંહનુ ભક્ષ્ય માસ શશિરિપુ=દિવસ સૂરરિપુ=રાત્રિ હરરિપુ=કામ અવઘાત=મહાદુખ નક્ષત્ર–૨૭ વેદ=૪ ગ્રહ=૯ આમ ગીને કુલ ૪૦ તેનુ અર્ધ વીસ થાય છે પણ સસ્કૃતમા વિષ" શબ્દનો અર્થ ઝેર થાય છે અવખાત= હવે ખાઉ રવિપચક=રવિથી પાચમો બૃહસ્પતિનો ગ્રહ છે અને બૃહસ્પતિનો બીજો અર્થ જીવ છે માટે અહિ આ જીવ અર્થ લેવો. શ્યામઘન=મેઘવર્ણ કૃષ્ણ

* પ્રોષિતભર્તૃકા નાયિકાનુ લક્ષણ નીચે પ્રમાણે છે—

**नानाकार्यवशा यस्या दूरदेशं गत पति**
**सा मनोभवदु खार्ता भवेत्प्रोषितभर्तृका ।**

અહિઆ શ્રી સ્વામિનીજી એ* પ્રોષિતભર્તૃકા નાયિકા છે શ્રી ઠાકોરજીના વિયોગે કરીને તેમનાથી તાપ સહન થઇ શકતો નથી, તેથી સખીના પ્રતિ કહે છે " હે સખી ! હુ તને પરદેશીની શી વાત કહુ ? અર્થાત્ શ્રી ઠાકોરજી મારાથી દૂર ગયા છે તેથી મને કેવા પ્રકારનુ દુખ થયુ છે એનું વર્ણન હુ તારી આગળ શી રીતે કરૂ ? મદર કહેતા સૂર્યનો રથ તેનો અર્ધો ભાગ એટલે સાઝનો વખત, અત્યારે મને હરિભખ ( સિહનુ ભક્ષ્ય માંસ માસ અને માસ લગભગ સરખા છે ) થઇ પડયો છે અર્થાત્ સાઝનો કાળ મને માસ જેટલો —મહિના જેટલો દુખદ લાગે છે, વળી શશિરિપુ કહેતા દિવસ તો વર્ષ જેટલો વસમો થઈ પડયો છે, અને સૂરરિપુ કહેતા રાત્રિ તો યુગ જેટલી થઇ પડી છે ખરેખર ! હરરિપુ કહેતા કામદેવ મારી ઘાતજ કરી રહ્યો છે મારાથી તેનું અતિ કષ્ટ સહન થતુ નથી ( નક્ષત્ર કહેતા ૨૭, વેદ ૪ અને ગ્રહ એટલે ૯= એમ એકદરે ૪૦ ની સખ્યાને અર્ધ કરતા વીસ થાય છે આ વીસને મળતો સસ્કૃતમા વિષ શબ્દ છે માટે અહિઆ વિષ એટલે ઝેર લેવુ ) વળી મારી આવી સ્થિતિમા જીવન એવુ અકારૂ લાગે છે કે હવે હુ ઝેર ખાઉં તો સારૂ એવુ થાય છે કારણ શ્યામઘન કહેતા કૃષ્ણચદ્ર

---

* જુદા જુદા કામના પ્રસગે કરીને જેનો પતિ દૂર દેશ ગયો હોય અને તે નાયિકા કામના દુખથી પીડિત થાય તો તેને પ્રોષિત ભર્તૃકા કહે છે ( સા, દ ૨ ૮૪ )

મારા રવિપચકને ( જીવને ) લઈ ગયા છે, મારો પ્રાણ શ્રી ઠાકોરજીના છે અને શ્રી ઠાકોરજી મારી પાસે નથી, શ્રી ઠાકોરજી વગર એક ક્ષણ વાર પણ હુ જીવી શકુ એમ નથી ( રવિથી પાચમા ગ્રહનું નામ બૃહસ્પતિ છે, અને શાસ્ત્રમા જીવને માટે બૃહસ્પતિ શબ્દ છે માટે અહિઆ જીવ અર્થ લેવો ) હવે મારૂ મન ઘણુ વિહ્વલ બની ગયુ છે અને અકળાય છે સૂરદાસજી કહે છે કે જેમ કોઇ શત્રુને વશ થઈ પડયો હોય અને તે બહુ પસ્તાય છે તેમ, સ્વામિનીજી વિરહને વશ થઇ પડવાથી ઘણાજ દુખી થયા અને પસ્તાવા લાગ્યા કારણકે શ્રી ઠાકોરજીએ સાઝે પધારવાનું શ્રી મુખથી કહ્યુ હતુ અને તે મે સત્ય માની લીધુ પણ શ્રી ઠાકોરજી તો પધાર્યા નહિ તો હવે હુ શુ કરૂ એમ કહીને સખીની આગળ પસ્તાવા લાગ્યા

આ પદમા ભક્તે શ્રી પ્રભુની પ્રાપ્તિ માટે કેવા પ્રકારનો વિરહ કરવો જોઇએ, અને એવા ભક્તને જો વિરહાવસ્થા પ્રાપ્ત થાય તો તેના દેહની દશા કેવી હોય છે તેનુ વર્ણન સૂરદાસજીએ કર્યુ છે અહિઆ વિપ્રયોગાત્મક શૃગારરસ છે. “ શશિરિપુ ” ઈત્યાદિમા પ્રહેલિકાથી અર્થને ગુપ્ત રાખ્યો છે. *‘ હાવ ’ “ તપન ” વગેરે નાયિકાલકાર છે

* હાવ=જુઓ સા દ ‘ भ्रूनेत्रादिविकारैस्तु सम्भोगेच्छाप्रकाशक भाव एवाल्पसलक्ष्यविकारो हाव उच्यते ॥ ३–९५ તપન–तपन प्रियविच्छेदे स्मरावेगोत्थचेष्टितम् ॥ १-१ ॥

ચૈલાકર્ષણ વખતે વિહાર સમયનું પદ—

॥राग बिहागरो॥

**हरिसों दधिसुत वदनी कोपभरी ॥**
**अंबरलेत झुकी व्रजबाला सारंग सोंजु लरी ॥ १ ॥**
**तब यादोंपति यतननकरके ले मणिहाथ धरी ।**
**ताते अधिक सयानी बाला देखतहीं निगरी ॥ २ ॥**
**जान हेतु पिय चांपी चरणमहि उदया त्रासडरी ।**
**सूरदास प्रभु चाहि चहूं दिश कंठ लाग उबरी ॥ ३ ॥**

આમાં કહે છે, દધિસુતવદની એટલે ચંદ્રમુખી નાયિકા નાયક શ્રી ઠાકોરજીના પ્રતિ ક્રોધ યુકત થઇ કેવીરીતે ક્રોધી થઇ તો કહે છે અંબર કહેતા વસ્ત્ર લઇને ખેંચતા ઝૂકી પડી અને તે સમયે સારંગ એટલે દીવાને પણ બુઝવી ( ઓલવી ) નાખ્યો અર્થાત્ અત્યન્ત લજ્જાયુકત થઇને ઝૂકવાને માટે અંધારૂં કરી નાખ્યું આ વખતે યાદોપતિ કહેતા શ્રી કૃષ્ણે પ્રકાશ કરવાને માટે પોતાના હાથમાં મણિ લીધો, એટલે અંધકાર દૂર થઇને પ્રકાશ થયો શ્રી ઠાકોરજીએ આ રીતે પ્રકાશ કર્યો છે એમ જાણીને શાણી બાલાએ તે મણિના તરફ જોયું એટલે પોતાના મુખની પ્રભાથી શ્રી ઠાકોરજીના

---

શબ્દાર્થ—દધિસુત વદની=ચંદ્રમુખી અંબર=વસ્ત્ર સારંગ=દીવા યાદોપતિ=યદુપતિ સયાની=શાણી નિગરી=નિરોધ કર્યો

મણિના તેજનો નિરોધ થયો પછીથી પ્રિયને પૃથ્વી ઉપર ચાંપ્યા તેનો હેતુ એ છે કે, ધરણીનો સુત મંગળ છે તે ધરણીના ચંપાવાથી મણિસમાન મંગળ પ્રગટ કરે છે, આ હેતુ જાણીને ઉદયના ત્રાસથી ડર્યાં, હવે ઉજાસ શીરીતે દૂર કરવો તેનો ઉપાય ખબર પડી નહિ આથી સૂરદાસજી કહે છે પ્રભુના કંઠમાં આલગવા લાગી

આ ભાવનું બીજું પણ પદ છે

॥राग—केदारो॥

**दधि सुनवदनी हसि मुसकानी ॥**
**रवि सारथी सहोदर तापति अंबर लेत लजानी ॥ १ ॥**
**सारंग मद कियो मृगनयनी मणि मुख मांझ समानी ।**
**चांपि चरण मंहि अहि प्रगटायो डरी शेष समझानी ॥२॥**
**सूर सुमति कहाकरे अबला जो बहुरि यहे मति ठानी ।**
**कंचुकी कसन उघार कठिन कुच कृष्ण कंठ लपटानी ॥३॥**

ચંદ્રવદની નાયિકાએ પોતાના અંગને સંકુચિત કરીને

---

શબ્દાર્થ—ˈવિસુત વદની=ચંદ્રમુખી મુસકાની=હાસ્ય કર્યું રવિ સારથિ=અરુણ અને તેનો સહોદર=ગરુડ તેના પતિ=કૃષ્ણ અંબર=વસ્ત્ર સારંગ=દીવો મદકિયો=મૂઝની નાખ્યો મુખમાઝ સમાની=મોઢામાં સમાવ્યો મોઢામાં મૂકી દીધો મહી=પૃથ્વી અહિ=સાપ વસુમતિ=સારો વિચાર કંચુકી=કાપડાની જગ્યાએ પહેરવાનું સ્ત્રીનું વસ્ત્ર કસન=કોસ લપટાની=ભેટી

હાસ્ય કર્યું, કારણ કે રવિનો સારથિ અરુણ, તેનો ભાઇ ગરુડ, તેના પતિ શ્રી કૃષ્ણ વિહારમા તેના વસ્ત્ર ખેચીને ખેલતા હતા શ્રી ઠાકોરજી વસ્ત્ર ખેચીને ખેલતા હતા તેથી સ્વામિનીજી લજ્જાયમાન થયા તે વખતે મૃગનયનીએ સારંગને (દીવાને) બુઝવી દીધો ત્યારે શ્રી ઠાકોરજીએ મણિનો ઉજાસ કર્યો આથી તેને પણ સ્વામિનીજીએ પોતાના મુખમા સમાવી દીધો ત્યારે શ્રી ઠાકોરજીએ પૃથ્વીને પોતાના ચરણથી ડાબી અને મણિને ધારણ કરનાર શેષને પ્રગટ કર્યા આથી સ્વામિનીજી ડરી ગયા અને ફરીને પ્રકાશ થયો, હવે સ્વામિનીજીને શુ કરવુ તે સમજણ પડી નહિ, કારણ કે તે મણિને લેવાનુ તેમનામા સામર્થ્ય નહોતુ ત્યારે એમણે વિચાર કરીને પોતાના કાપડાની કસ છુટી કરી અને પોતાના કઠણ કુચથી શ્રી ઠાકોરજીને આલિંગન કર્યું પણ પોતાનુ અંગ તો નજ દેખાડયુ. આવી રીતે પોતાની લજ્જાનુ રક્ષણ કર્યું

વસ્ત્રાહરણ લીલાનુ રહસ્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સ્વરચિત શ્રીસુબોધિનીજીમા સ્પષ્ટ રીતે સમજાવ્યુ છે વસ્ત્ર એ માયાને સ્થાને છે, જ્યા સુધી ભગવદ્ ભક્ત માયાથી સંવલીત હોય છે ત્યા સુધી યથાર્થરીતે પ્રભુની પ્રાપ્તિ તેનાથી બની શકતી નથી બ્રહ્મના સ્વરૂપને સમ્યક્ પ્રકારે અવલોકવાને માટે માયા વિરહિત થવુ જોઇએ માટે પ્રભુ તેવા ભક્તોને માયા દૂર કરવાને કહે છે અહિ આ પ્રભુ જાતેજ

સ્વામિનીજી રૂપ પરમભક્તના માયારૂપી વસ્ત્રને પકડીને પોતે દૂર કરવા ઇચ્છે છે પણ સ્વામિનીજીને ( ભક્તને ) લોક લજ્જાનો ભય રહે છે તેથી શ્રીઠાકોરજીથી એ લજ્જાનુ રક્ષણ કરવા માટે વસ્ત્રહરણ લીલા સમયે પોતે દીપકને ઓલવી નાખે છે પણ શ્રી ઠાકોરજી તેમના એ પ્રયત્નોને સફળ થવા દેતા નથી

સંસારના સંબંધમા રહેલા તથા માયાથી વીંટાયલા જીવને એકદમ માયા છોડવી ગમતી નથી તેને એવો ભય રહે છે કે રખેને લોકો મને “ ભગતડો ” કહીને નિંદશે, અગર મારી અપકીર્તિ કરશે આવા ભયથી તે એકદમ માયાને દૂર કરી શકતો નથી પણ પ્રભુએ તેવા ભક્તનો અંગીકાર કરેલો હોવાથી ગમે તે પ્રકારે તેને માયામાથી છોડાવી ભક્તિનુ પરમ સુખ આપેછે આવો ધ્વનિ અર્થ ઉપરના બન્ને પદોમા સ્વામિનીજી સાથેના ચૈલાકર્ષણના વર્ણન દ્વારા સુરદાસજી સૂચવે છે

અહિંઆ સંયોગ શૃંગાર રસ છે શ્રીકૃષ્ણ એ સ્વામિનીજીના રતિસ્થાયિ ભાવના આલંબન વિભાવ છે, અને વસ્ત્ર ગ્રહણ દીપકનું બુઝાવી દેવુ ઇત્યાદિ ઉદ્દીપન વિભાવ છે લજ્જા એ મુખ્ય સંચારી ભાવ છે “ ડરી શેષ સમઝાની ” એમા ભયાનક રસ છે પણ એ ગૌણ છે અને તે મુખ્ય શૃંગારરસને પોષે છે અહિંઆ નાયિકા મધ્યા જ્ઞાતયૌવના પ્રગલ્ભા છે, નાયક કૃષ્ણ “ ધીરલલિત ” છે

ઉપર પ્રમાણે અનેક દષ્ટકૂટ કાવ્યો સૂરદાસજીએ રચેલા

છે એ બધાનો વિષય શ્રી કૃષ્ણચદ્ર પ્રતિ પ્રેમલક્ષણા ભક્તિનો છે તે દરેક દૃષ્ટકૂટ પદોના અર્થની સમાલોચના કરવી તે અશક્ય છે છતા સામાન્યત વાચકોને એ કાવ્યોમા સૂરદાસજીનુ કેવુ દૃષ્ટિ બિન્દુ છે એ સમજાવવાને માટેજ આટલો પ્રયત્ન કરેલો છે માત્ર જેઓ ભક્તિમાર્ગની રીતીથી સપૂર્ણ પરિચિત છે તેઓજ આ કાવ્યમા રહેલા રસનુ પાન સાગો પાગ કરી શકશે બીજાઓ તો માત્ર લૌકિક નાયક—નાયિકાનાજ કાવ્યો છે એમ જાણીને તેમા સસારિક બુદ્ધિનો આરોપ કરશે પણ જેઓએ સૂરદાસજીના કાવ્યો ઘાગ આ ભક્ત કવિનો પરિચય કરેલો છે તેઓને તો એમની ભક્તિ સબધી બે મત હશેજ નહિ આવા ભક્ત કવિઓના જીવનમા સાસારિક વિષયોની એષણા તથા લોલુપતા કદીપણ સભવી શકે નહિ પણ સૂરદાસજીએ જે ઉત્તમ પ્રકારના ભક્તિરસનું વર્ણન કરેલુ છે તે શ્રવણ કરવાને અધિકારી ઉત્તમ પાત્ર સિવાય બીજો હોઈ શકે નહિ સસ્કૃતમા કહ્યુ છે કે " **मा-मिक को मरन्दानाम् अन्तरेण मधुरतम् ,'** ભ્રમર સિવાય બીજો કોણ પુષ્પના રસનો મર્મ જાણી શકે તેજ પ્રમાણે ભક્ત સિવાય બીજો કોણ ભકિતરસને ગ્રહણ કરી શકે ઉપરના દૃષ્ટકૂટ પદોમા ઉત્તમ કાવ્યોના નમુનાઓ આપણે જોઇ શકીએ છીએ રસ, ભાવ, અલકાર, ઇત્યાદિ ભેદોની કુલ ગુથણી પણ સાહિત્યની દૃષ્ટિથી ઉત્તમ રીતે કરેલી છે એનું પણ ટુક વિવેચન ઉપર કરવામા આવ્યુ છે

# પ્રકરણ ૭ મું.

## પ્રકીર્ણ-બાબતો.

### (૧) સૂરદાસજી ઉપર, બાદશાહ અકબરે લખાવેલ પત્ર.

પ્રસ્તુત પત્રના આરંભમા, બાદશાહની પ્રસંશા કરીને લખે છે કે, પરમાત્માને ઓળખનાર બ્રાહ્મણો તથા જંગલમા નિવાસ કરનારા યોગીઓ અને સંન્યાસીઓ પ્રભૃતિ, મહાત્માઓપણ, બાદશાહોના શુભચિંતક તથા ચાહનારા થાય છે તેમજ બાદશાહો પણ સ્વમતનો પક્ષપાત ત્યાગી દઇને તે ભગવદ્ ભકતોની આજ્ઞાઓનુ પાલન કરે છે સાધારણ બાદશાહોની પણ આ રીતી છે, ત્યારે જે બાદશાહો, ધર્મ નિતી, અને ન્યાય પરાયણ ગુણ ગ્રાહી હોય તેઓનુ તો કહેવુજ શુ ? તેમા પણ હાલ તો હજરત ( અકબર ) બાદશાહની બાદશાહીનો સમય આવી પહોચ્યો છે, પરમેશ્વરે જયારે તેમને ધર્મરાજ બનાવ્યા છે ત્યારે અમારા જેવા પામરથી તેમનો મહિમા કેમ વર્ણવી શકાય ? પરંતુ વિશેષ નહી તો થોડુ પણ મારી સમજમા આવ્યું છે તે લખુ છુ

જે સત્યયુગમા, શ્રીરામચંદ્રજીને જન સમુદાયમાથી

સત્ય સમજવાની શક્તિ પ્રદાન કરી હતી, તેમ સાપ્રતમા તે ઉત્તમોત્તમ[2] પદ આ મહાત્મા (અકબર)ને અર્પણ કર્યું છે પરતુ અતર એટલો છે કે, શ્રી રામચદ્રજી એક એવા સમયમા હતા કે, જ્યારે દયા અને ધર્મની વિશેષ પ્રવૃત્તિ હતી અને સત્યયુગ મનાતો આજ કલિયુગ છે, અને આવા સમયમા આ એવો સતગુરૂ છે કે, તેની બુદ્ધિ અને વાક્શક્તિનું વર્ણન કરવા કોઈ શક્તિવાન નથી પૃથ્વિ, પર્વત, વન, અને સમુદ્રના નિવાસીઓનુ એજ કર્તવ્ય છે કે, આ શ્રીમાન્ જગતગુરૂ (અકબર)ની આજ્ઞાને સમજી, તદ્ અનુસાર પાલન કરવાનો પરિશ્રમ કરે

---

૧ અકબર બાદશાહના મુન્શી અને વજીર, શેખ અબુલફજલ (આઇનેઅકબરીના લખનાર)ના ભાણેજ, અબદુલ સમદે સવત્ ૧૬૩૩ મા, બહુ પરિશ્રમથી અબુલફજલના લેખનો સગ્રહ "મુનશિયાત" નામથી કર્યો છે જેના ૩ ભાગ પૈકી બીજા ભાગના અતમા આ પત્ર આપવામા આવ્યો છે (લેખક)

૨ અકબર બાદશાહે પણ પોતાનો, એક જુદો જ ધર્મ (ઇલાહી-મજહબ) ચલાવ્યો હતો અબુલફજલ વિગેરે તે ધર્મને માનતા, તેમજ અકબરને ધર્મનો અવતાર સમજતા

અકબરના ધર્મમતનો સવિસ્તર વૃતાત શાહજહાના સમયમા મિર્જા મુહમ્મદફાની નામના ગ્રથકારે "દબિસ્તાનુલ-મજહબ" નામક ગ્રથમા અત ભાગમા લખ્યો છે લેખક

હુ આપની વિદ્યા અને સદ્બુદ્ધિની પ્રશસા નિષ્કપટ સજ્જન પુરૂષોથી સાભળતો, તેમજ પરોક્ષ આપને મિત્ર માનતો, પરતુ હમણા કેટલાક વિદ્વાન, સત્યને ગ્રહણ કરનારા બ્રાહ્મણોદ્વારા સાભળવામા આવ્યુ છે કે, આપ ચાલુ જમાનાના બાદશાહનુ માહાત્મ્ય અને દેવાશી હોવાથી પરિચીત થઇ પૂર્ણભક્ત બન્યા છો જેથી આપની બુદ્ધિ અને તપશ્ચર્યાની પુરી પરીક્ષા થઈ ગઇ છે ઇશ્વરભક્તને વૈરાગી વેશમા ઓળખવુ એટલુ મુશ્કેલ નથી, કે જેટલુ ગ્રહસ્થાશ્રમી અને ગજગ્રી વેશમા ઓળખવુ કઠણ હોય ઘણાક બુદ્ધિમાન કહેવાતા એવા સજ્જનો હોય છે કે, બાહ્ય વાતોપર દ્રષ્ટી રાખે છે, અને આતરિક બાબતોમા અજ્ઞાન હોય છે

હજરત ( અકબર ) બાદશાહ, તુર્તમાજ ઇલાહાબાદ ( પ્રયાગરાજ ) પધારવાના છે, આશા છે કે આપ પણ સેવામા ઉપસ્થિત થઇ સાચા શિષ્ય બની જશો તેમજ ઈશ્વરને ધન્યવાદ આપશો કે હજરત પણ આપને પરમ ધર્મજ્ઞ જાણીને પરમમિત્ર માને છે, ત્યારે આ શિષ્ય મડળીનો વર્તાવ, આપના પ્રત્યે ઉત્તમમિત્રતા સિવાય બીજો શું હોઈ શકે ? ઈશ્વર આપના દર્શનનો લાભ શિઘ્ર આપે જેથી આ દાસ પણ આપની સત્સગતિ અને ચિત્તાકર્ષક વચનામૃત સાભળવા ભાગ્યશાળી બને

સાભળવામા છે કે, ત્યાનો ( કાશીનો ) કરોડી, આ-

પની સાથે સારી વર્તણુક રાખતો નથી જેથી હજરતને પણ બહુ ખરાબ લાગ્યું છે તેથી તેના ઉપર કોપાયમાન થઇ પદભ્રષ્ટ કરવાનુ ફરમાન પણ લખાવી ચુકયા છે તેમજ આ તુચ્છશિષ્ય અબુલફજલને પણ આજ્ઞા થઇ છે કે, આપને બે–ચાર શબ્દ લખે કે, મજકુર કરોડી આપની શિક્ષા ગ્રહણ કરતો ન હોય તો તેને યોગ્ય શાસન આપે તેમજ આપ ઉચિત સમજે તેને, તેમજ જે ગરીબ અને દુખિઆઓની, પ્રજાની સ પૂર્ણ સ ભાળ રાખી શકે તેમ હોય તેનુ નામ લખાવી મોકલે એટલે તેને પદારૂઢ કરવામા આવે

હજરત બાદશાહ આપને ખુદાથી જુદા સમજતા નથી, માટે જ તે કામની વ્યવસ્થા આપની ઇચ્છા ઉપર મુલતવી રાખી છે ત્યા ( કાશીમા ) એવો હાકેમ જોઇ એ કે, જે આપના આધિનમા રહી આપની સલાહ મુજબ કાર્ય કરે આપને જે પુછવામા આવે છે તેમા સત્ય કહેવુ અને સત્ય કરવુ જો ખત્રીઓ આદિમા કોઇને આપ યોગ્ય સમજતા હો કે, અમુક ( વ્યક્તિ ) ઇશ્વરને ઓળખીને પ્રજાનુ યથાયોગ્ય પાલન કરશે, તો તેનું નામ લખાવી મોકલો એટલે અરજ કરી નિમણુક કરાવી દઉ

ઇશ્વરપ્રેરીત કાર્યો કરવામા, ઇશ્વરભક્તોને અજ્ઞાનીઓના આક્ષેપની શકા હોતી નથી તેમ ઇશ્વર કૃપાથી આપનો દેહ તેવા કાર્યો કરવા માટે જ સજાયેલો છે પર-

મેશ્વર આપને સત્કર્મ કરવાની શ્રદ્ધા આપે અને સતકર્મ ઉપર સ્થિર રાખે વિશેષ–સલામ[1]

પત્રના અંતમા તારીખ કે સાલ નથી, તેમ સ્થળનુ પણ નામ નથી પરંતુ ઇતિહાસો ઉપરથી જણાય છે કે, અબુલ ફજલ સંવત ૧૬૩૧ મા (અકબરના ઈલાહિ સન ૧૯ મા) બાદશાહના નોકર થયા હતા તેમજ પત્રમા, ' બાદશાહ ઈલાહાબાદ પધારવાના છે " એવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે ઈલાહબાદને બાદશાહે સંવત ૧૬૪૦ મા આબાદ કર્યું છે જેથી અનુમાન થાય છે કે, સદરહુ પત્ર સંવત ૧૬૪૦ લગભગ મા લખાયો હશે

બાદશાહની મુછના વાળ સમાન, મહાન્ પ્રતિષ્ઠિત પ્રખર વિદ્વાન અબુલફજલ જેવી વ્યક્તિ સૂરદાસ જેવા એક હિંદુ સાધુને, અતિ નમ્રતા અને વિવેક ભર્યો પત્ર લખે, અને તે પણ, સમ્રાટ અકબરશાહના લખાવાથી તે હિંદુઓને અતિ ગૌરવનો વિષય ગણાય

**यामें सज्जन लहैं बडाइ, तजि अवगुन गुनग्रहैं सदाइ.**

કવિગણ સૂરસાગરની પ્રશંસા કરતા કહે છે કે—

---

૧ મુળને અનુસરીને, અક્ષરશ ભાષાન્તર કર્યું છે કેટલાક સંજોગો જોતા, આ પત્ર લખાયા બાદ, સૂરદાસ અને બાદશાહનો મેળાપ થયેલ જણાતો નથી લેખક-

पदन प्रबन्ध सूरजन आगर, बांध्यो जन सेतू भवसागर ।
बिनु प्रयास कलिकाल मंझारा, तेहि प्रमाद उतरत सब पारा ॥

નાભાજી "[1]ભક્તમાલ" મા નિચેનો છપ્પય લખે છે—

छप्पय—उक्त चोज अनुप्रास, बरण अस्तन अतिभारी;
बचन प्रीति निर्वाह, अर्थ अद्भूत तुक धारी।
प्रतिबिम्बित उरदृष्टि, हृदय हरि लीला भासी ।
जनन करत गुणरूप, अवै रसना परकासी ॥
बिमल बुद्धि गुनि औरकी, जो यह गुनि श्रवनन धरै ।
सूर कवित सुनि कौन कवि, जो नहि शिर चालनकरै ॥

એક અન્ય કવિનું પણ કથન છે કે —

सूरदासने बिरच, सूरसागर अतिभारी ।
कृष्ण भक्तिकी ललित, लहर जगमें बिस्तारी ॥
लिन बिषय जो हाथ, दूर तक उन्हे निहारा ।
नहिं छोडा यकभाव शब्द सागर अवगाहा ॥
कर अमित विषे बरनिन बिमद, मकल परम सुंदर कहै ।
अबकवि गणके हितये, (बिपय) इन कविके जूठे रहै ॥

---

[1] ગ્વાલિયરની હિન્દીભાષામા નાભાજીયે આગરે સવત ૧૬૮૦ મા ભક્તમાળની રચના કરી છે જેના ઉપર તેઓના શિષ્ય પ્રિયાદાસજીએ સવત ૧૭૬૯ મા ભાષા છપ્પય છંદમા ટીકા લખી છે, તે પણ ઘણી રોચક અને સાહિત્ય પ્રેમીઓને અવસ્ય જોવા લાયક છે

બ્રજવાસીદાસજી “ [1]વ્રજવિલાસ ” નામના ગ્રંથમાં કહે છે–

**श्रीशुकदेव कही हरिलीला, सुनी परीछत सब गुग सीला ।**
**सूरदास सोइ हरिरस सागर, गायो बहु बिध परम उजागर॥**
**फैलि रह्यो सो त्रिभुवन माहीं, गावत सुनत सुजन हरखाहीं ॥**

સમર્થ કવિઓમાં રેવારાજ્યના મહારાજ[2]શ્રીરઘુરાજસિંહજી પણ એક પ્રબળપ્રતાપી કવિ થઇ ગયા છે તેમણે સૂરદાસજીની અલૌકિક અને અનુપમ કાવ્યપર મુગ્ધ થઇ, તેમની પ્રશંસામાં ઘણા કવિતો કહ્યા છે તેમાંથી થોડા નમુના દાખલ અહીં લખવામાં આવે છે

**कवित—**

**मतिराम भूषण, बिहारी नीलकंठ, गग;**
**बेनी, शंभु, तोष, चिन्तामणी कालीदासको.**

---

૧ આ ગ્રંથ સંવત ૧૮૦૦ માં બન્યો છે જેને શુદ્ધ વ્રજ ભાષા જોવી હોય તેઓએ વ્રજ–વિલાસ જોવો કે જેની અંદર અન્ય ભાષાની છાયા શુદ્ધા આવવા પામી નથી

૨ રઘુરાજસિંહજી બાહુ સમર્થ કવિ હતા તેમણે સમગ્ર ભાગવત ભાષાકાવ્યમાં રચ્યુ છે જે “ આનન્દામ્બુધિ ” નામથી પ્રસિદ્ધ છે સિવાય સુન્દર–શતક, જગદિશ–શતક, શિકાર–શતક, રુકમણી પરિણય, રામરસિકાવલી રામાયણ, રઘુરાજ–વિલાસ, ભ્રમર–ગીત, અષ્ટક, સુદામા ચરિત્ર, રામ સ્વયંવર ઈત્યાદિ ભાષા કાવ્યના અનેક ગ્રંથોની રચના કરી છે

ठाकुर, नेवाज, सेनापति, शुकदेव, देव,
पजन, घनानद, सुघन, श्यामदासकी.
सुन्दर, मुरारी, बोधा, श्रीपति, औ दयानिधि;
युगल, कविन्द, त्यो गोविद, केशोदासकी,
भनै रघुराज और कविन अनूठो उक्ति;
मोही लगी झूठो जानि जूठा सूरदासकी. ॥ १ ॥

कवि कुल कोककन पायके किरिनी काव्य,
बिकसे बिनोदित व्है नेरे अरु दूरके;
सूर गो अज्ञान पंक मंद भो मयक मोह,
बिषय बिकार अधकार मिटे कूरके.
हरिकी विमुखताइ रजनी पराइ गइ,
मूक भये कुकवि उलूक रस झूरके,
छायो तेज पुञ्जमिसे रघुराज रूरहरि,
जनजीव मूरसूर उदेहोत सूरके. ॥ २ ॥

अखिल अनूठि उक्ति युक्ति नहि झूठी नेकु,
सुधाहूतें सरस सरस को सुनावतो,
उद्धत बिराग भाग सहित अनेक राग;
हरिको अदाग अनुराग को सिखावतो.

जगत ऊजागर अमलपद आगरसु,
नट नागर ध्याय सूर सागर को गावतो;
भाखै रघुराज राधा माधवको रास रस,
कौन प्रगटावतो जो सूर नहीं आवतो.                  ॥ ३ ॥

ઇત્યાદિ અનેક કવિવરોએ, સૂરદાસજીની મુક્ત કંઠે પ્રશંસા કરેલ છે, ખરેખર ! સૂરદાસજી એક નિષ્ટ ભક્ત, પ્રાસાદિક કવિ, અને મહાન્ શક્તિશાળી અદ્‌ભુત ગવૈયા હતા તેમની સાધુવૃત્તિ અકથનિય છે મારા જેવો ક્ષુદ્ર વ્યક્તિ તેમનું વાસ્તવિક સ્વરૂપ આલેખવા કોઈપણ પ્રકારે શક્તિમાન્ થઈ શકેજ નહી

સૂરદાસજી ફારસીમા પણ કવિતા કરી જાણતા

સૂરદાસજીના કાવ્યોમા કોઈ કોઈ સ્થળે ફારસી શબ્દો પણ જોવામા આવે છે જેથી વિદ્વાનો અનુમાન કરે છે કે તે ફારસી જાણતા હશે પરંતુ અમારૂ માનવુ છે કે તેઓ સારી રીતે ફારસી જાણતા, અને તેમા પણ કાવ્ય બનાવતા જેની પુષ્ટિ માટે આ નિચે એક પદ આપવામા આવે છે

॥ पद ॥

प्रभुजी तुम्हरी कृपा हमारे अवगुण, जमा खर्च करे देवे ॥
फाजिल पडे अपराध हमारे दस्तीफा के लेवे ॥

अव्वल हर्फ हर्फ सानीको जमा बराबर कीजे ।
सनद बुदंकी हाथ हमारे तलब बराबर दीजे ।।
इन्तखाब दो वर्की करके ऐसो अमल जनायो ।
दस्खत माफ करो तिहि उपर सूर श्याम गुण गायो ।।

ઉપરનું પદ ફારસી શબ્દમય છે જેથી વિશેષ વિવેચનની જરૂર જણાતી નથી

॥ अमृत ध्वनी छन्द ॥

जय जय जगधर, नटवर नगधर,
नमत अमरवर, तवपद करधर,
पदपर पदधर करयक कटधर,
नचत ललनसह, करत रहस बर.
भव अज गनपत, रटत अमर पत,
जगमह डरकन, रहत शरणतर;
प्रणय हृदयधर, अभय अभयकर,
नर[1]हर मनखग, तवपद मनभर.

---

१ नरसिंहदास

## સૂરદાસજીના સમયમા બનેલા ઐતિહાસિક બનાવો.

ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં સૂરદાસના સમયમાં નીચેની ઘટનાઓ બની છે, જેનો ટુક સાર આ નિચે આપવામાં આવે છે.

---

૧ ,, ૧૫૭૭ મા, સુરત શહેર વસ્યુ (આબાદ થયુ) તે સૂરજ નામની રામજનીના નામ ઉપરથી (સૂર્ય પુર-સુરજપુર) સુરત નામથી પ્રસિદ્ધ થયુ

૨ સવત ૧૫૮૩ મા, મુગલ બાદશાહ બાબરનુ, કાબુલથી આવવુ, દિલ્હી જીતવુ, અને પઠાણ બાદશાહ ઇબ્રાહીમશાહીનુ માર્યાજવુ.

૩ ,, ૧૫૮૪ મા, સગરાણાએ પઠાણોની સાહ્યતાર્થે સીક્રીના મેદાનમા બાબરસામે યુદ્ધ કર્યું, તેમા બાબરને વિજય મળયો, જેથી તેણે ફત્તેપુર (સીક્રી) વસાવ્યુ.

૪ ,, ૧૫૮૯ મા, સોરઠમા અમદાવાદના પાદશાહોની સ્વતંત્ર સત્તા જામી (જુનાગઢ ઉપર સંવત ૧૫૨૪થી અમદાવાદના બાદશાહોનો અમલ થઇ ચુકયો હતો. રાહુમ ડળીકને હરાવી, મહમ્મદ બેગડે જુનાગઢ સર કર્યું હતુ, પરતુ પાછળથી ચુડાસમાઓનુ પ્રાબલ્ય વધી જવાથી અમલ સ્થિર રહી શકયો નહી તે ઉપરોકત સમયમા સ્થિર થઇ ગયો, પરતુ ભાગ્યેજ ૪ વર્ષ સ્વત-

ત્રતા રહી ત્યાં તો સંવત ૧૬૪૮ માં દીલ્હીની સત્તા નીચે સૌરાષ્ટ્ર આવી ગયું )

૫ „ ૧૫૮૭ મા, બાબરનું મૃત્યુ થયું અને હુમાયુ બાદશાહ થયો.

૬ „ ૧૫૯૨ મા ગુજરાતના સુલતાન બહાદુરશાહે મેવાડપર ચડાઇ કરી ચિત્તોડ તોડયું, પરંતુ ટુંક સમયમાજ તેને હુમાયુએ હરાવી ગુજરાત ગદ્દા લઇ લીધું.

૭ „ ૧૫૯૮ મા, હુમાયુ પાસેથી શેરશાહે, રાજ છીનવી લઇ નિરાધાર બનાવી દીધો, જેથી તે સિંધમાં ચાલ્યો ગયો.

૮ „ ૧૫૯૯ મા, ઊમરકોટ (સિંધ)મા સમ્રાટ અકબરનો જન્મ થયો.

૯ „ ૧૬૦૦ મા, હુમાયુ હિંદુસ્તાન છોડી ઇરાન ગયો

૧૦ „ ૧૬૦૨ મા કાલંજરના કિલ્લામા, દારૂ સળગવાથી, શેરશાહ બળીમુઓ, જેથી સલીમશાહ બાદશાહ થયો

૧૧ „ ૧૬૦૩ મા, પ્રસિદ્ધ ભક્ત શિરોમણી, મીરાંબાઇનો વૈકુંઠવાસ થયો.

૧૨ „ ૧૬૧૦ મા, સલીમશાહનું મૃત્યુ અને મહમદ અદલી તખ્તપર બેઠો.

૧૩ „ ૧૬૧૦ મા, રૂમ-શામના બાદશાહે, સુરતના નવ બને, તુર્કી કારીગરીની ઉમદા તોપ "સુલેમાની" નામની ભેટ મોકલી હતી.

૧૪ „ ૧૬૧૨ મા, હુમાયુ કાબુલથી ચઢીઆવ્યો અને મહમદ અદલી પાસેથી દીલ્હીનું તખ્ત

કબજે કર્યું, પરંતુ થોડા સમયમાંજ તેનું મૃત્યુ થયુ જેથી અકબર તખ્તનશીન થયો.

૧૫ „ ૧૬૧૮ માં, બેરામખા ખાનખાનાએ, પ્રસિદ્ધ ગવૈયા બાબારામદાસજીને શાહી ખજાનામાંથી એક મોટી રકમ ઇનામમા આપી દીધી તેમજ બીજી કેટલીક રાજપ્રકરણીય બાબતમા ખટપટ થવાથી, તેને પદભ્રષ્ટ કરી કાઢી મેલ્યો, જેથી તે ગુજરાતમા આવ્યો અને તે અરસામા ત્યાંજ મરાઇ ગયો

૧૬ „ ૧૬૧૯ માં બાબા રામદાસજી બાદશાહી નોકરીમાં દાખલ થયા

૧૭ „ ૧૬૨૪ માં, અકબરે ચિતોડ સર કર્યું.

૧૮ „ ૧૬૨૬ માં,ફત્તેપુરસીક્રીમા રાજગાદી સ્થાપિત કરી.

૧૯ „ ૧૬૨૮ મા, અકબર બાદશાહે, અમદાવાદ કબજે કરી, પોતાનુ નિશાન ચડાવ્યુ.

૨૦ „ ૧૬૨૯ મા, અકબરે સુરતને ઘેરો ઘાલ્યો, અઢી માસના ઘેરા પછી, સુરત કબજે કર્યું, અને ત્યાં પણ પોતાનો વાવટો ચડાવ્યો વિગેરે વિગેરે.

૨૧ „ ૧૬૩૧ માં, મનસબદારી (હોદ્દા ની શરૂઆત થઇ.

૨૨ „ ૧૬૩૧ મા ગોસ્વામી મહાત્મા તુલસીદાસજીએ "માનસરામાયણ"ની રચનાનો પ્રારંભ કર્યો

૨૩ „ ૧૬૪૦ મા, ઇલાહાબાદ (પ્રયાગ–રાજ)નો અકબરે પુનરૂદ્ધાર કર્યો

૨૪ „ ૧૬૨૪ શ્રીસુરદાસજીનો ગોલોકવાસ

॥ દોહરા ॥

નટબર નગધર ચરણરજ, વંદો વાર વાર;
રમા રમણ કરૂણાયતન, મંગલમય સુખકાર. ૧
સિંચત સદા સનેહ જલ, ભકતન માથ કૃપાલ;
ગહનવિકટ સંસાર્ણવ, કરત પાર તતકાલ. ૨
દાસ થઇ તત્ર ચરણના, જે પામ્યા શુભ ઠામ;
સર્વોપરી સહુમાં દિસે, સૂરદાસ શુભ નામ. ૩
માનું ભારતમાં થયો, ભકત ભલો સૂરદાસ,
નરપુંગવ કવિવર તણો, વંદત નરસિંગદાસ. ૪
જીવ શિવ માયાતણું, પૃથક રૂપ દરશાય;
[1]બ્રહ્મતણો સાગર ભર્યો, પદ પદ રસ ઝલકાય. ૫
ભકિત શ્રી ભૂધર તણી, ભવજળ તારણ નાવ;
ટળે નહીં નિજપદ થકી, દિનદિન અધિકા ભાવ. ૬
[2]નગ વાસર પન્નગ ભુમી, પંચમિ અગહન માસ; (૨)
સૂર જીવન શશિવાસરે, કથત સુ નરસિંગદાસ. ૭

સમાપ્ત.

---

૧ બ્રહ્મ=શબ્દ બ્રહ્મ

૨ સંવત ૧૯૭૮ ના માગશર વદી ૫ સોમવારે, સૂરદાસજીનું જીવન ચરિત્ર નરસિંગદાસે સંપૂર્ણ કર્યું

# परिशिष्ट.

સોળમા સૈકામા, પ્રસ્તુત ચરિત્રનાયક સૂરદાસજી અતિરીક્ત બીજા પણ એ ત્રણ સૂરદાસજી ભક્ત તરીકે પ્રસિદ્ધ હતા એમ ભક્તમાલ, દિગ્વિજય ભૂષણ, કવિનામ–માલા, વિદ્વન્મોદતરંગિની, સત્ કવિગિરા વિલાસ, રસ ચન્દ્રોદય, કવિ રત્નાકર, ઇત્યાદિ પ્રમાણભુત ભાષા માહિત્ય ગ્રંથો ઉપરથી જણાય છે

પરંતુ દરેક નેત્રાંધ ભક્તોને, સૂરદાસના ઉપનામથી સંબોધવાની પૃથારૂઢ થઈ જવાથી મુળ નામનો લોપ થઈ જાય છે એટલે કાળે કરીને જુદી જુદી વ્યક્તિઓને એકજ વ્યક્તિ સમજી લેવાનો સહજમાજ ભ્રમ ઉત્પન્ન થાય છે તેમજ જે જે લેખકો જેનુ ચરિત્ર ચિત્રણ કરે છે, તેને મહાન્ બતાવવા માટે, ભળતીજ આખ્યાયિકાઓને એકત્ર કરી, પોતાના ચરિત્રનાયકને લાગુ પાડવા બનતો પ્રયત્ન કરે છે, જેથી પણ ગોટાળો થાય છે, તે મુજબ સૂરદાસનુ ચરિત્ર લખનારાઓએ પણ, અન્ય અન્ય સૂરદાસના પ્રસંગમા બનેલ બનાવોને એકજ "સૂરસાગરના કર્તા સૂરદાસ"મા મેળવી દઇ, એક પ્રકારે મહાન્ ભ્રમ ઉત્પન્ન કરેલ છે જેથી અત્યારે તેમનુ પ્રથક્કરણ કરવાનુ કાર્ય મુશ્કેલી ભર્યું થઇ પડયું છે તે વિષે અમે ચાલુ લેખમા પણ ઇસારો કર્યો છે છતા પણ અમારી ચાલુ શોધને પરિણામે, સૂરદાસનુ પ્રસ્તુત જીવન ચરિત્ર છપાઇ જઇ છેક છેલ્લુ ફોર્મ પ્રેસમા હતુ તે વખતેજ "સૂરદાસ મદનમોહન" નામક એક બીજા મહાનુભાવનો પત્તો લાગ્યો છે અને તે પણ પ્રસ્તુત કથા નાયક સમકાલીન

હોવાથી, તેમની ટુંક હકીકત અત્ર આપવી યોગ્ય ધારી છે જેથી પણ કાંઇક અંશે અમારા મતને પુષ્ટિ મળે છે

## श्रीसूरदास मदनमोहन.

### छप्पय.

गान–काव्य–गुन–रासि, सुहृद सहचरि अवतारी ।
राधाकृष्ण उपासि, रहस–सुखके अधिकारी ॥
नवरस मुख्य सिंगार, बिबिध भाँतिन करि गायो ।
बदत उच्चरत बेर सहस पायँन ह्वै धायो ॥
अंगीकारहिकी अवधि ज्यों, आख्या भ्राता जमल ।
श्रीमदनमोहन सूरदासकी, नाम शृंखला जुरीअटल ॥ना०भ०

મહાન્ મોગલસમ્રાટ અકબરના સમયમા, શ્રી સૂરદાસ મદનમોહન નામના એક ભક્ત સંડીલા તાલુકાના અમીન હતા તેમનો રચના કાલ લગભગ સંવત્ ૧૫૯૦ ધારવામા આવે છે તેમનુ મુળનામ સૂરધ્વજ હતુ, આપ શ્રીમદનમોહન૦ ના પરમ ભક્ત હતા, પોતાના નામ સાથે, પોતાના ઇષ્ટદેવ શ્રીમદનમોહનલાલના નામનો એટલો ઘનીષ્ટ સંબંધ જોડી દીધો હતો કે, તેમના મુળ નામનો લોપ થઇ ગયો અને લોકો તેને સૂરદાસ મદનમોહન કહેવા લાગ્યા

તે જાતિના બ્રાહ્મણ હતા, તેમજ ગોડીઆ સંપ્રદાયના નૈષ્ટિક વૈષ્ણવ હતા સાધુ સત્કાર કરતી વેળા, આગળ પાછળનો વિચાર ન કરતા જે કાંઇ હાજર હોય તે તમામ વાપરી નાખતા કહેવાય છે કે એક વખત સંડીલાની મહેસુલના તેરલાખ રૂપિઆ આવેલ તે શાહી ખજાનામા જમા

કરાવવા મોકલવાના હતા દરમિયાન સાધુઓનો મોટો ઉત્સવ થયો, તેમા ખરચી નાખ્યા અને શાહી ખજાનામા કાકરા તથા પથ્થરથી ભરેલ સીલબ ધ પેટીઓ મોકલી આપી દરેક પેટીમા એક એક ચીઠી પણ લખીને ગખી હતી જેમા લખ્યું હતુ કે

**तेरह लाख सँडीले आये सब साधुन मिलि गटके।**
**सूरदास मदनमोहन आधीरातकों सटके॥**

પોતે કાશી તરફ પ્રયાણ કરી ગયા પાછલથી બાદશાહને જાણ થતા, તેમની ઉદારતા તથા મગળતા પર પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે—**रुपये साधुओंने गटक लिये तो कोइ हानि नहीं, पर सुरदास क्यों आधी रात सटक गये? भागनेका कामही क्या था?** એમ કહી બાદશાહે સૂરદાસ ઉપર એક ફરમાન મોકલ્યુ, તેમા કસુરની માફી આપી અને શાહી દરબારમા હાજર થવા જણાવ્યુ પરતુ સૂરદાસ ગયા નહી અને કહેવરાવી દીધુ કે, હવે તો, સુબેદારીની સત્તા કરતા, શ્રી વૃન્દાવનની ગલીઓમા બુહારી (ઝાડુ) દેવી સહસ્ર ગણી શ્રેષ્ઠ છે ત્યારથી આપ સ ડીલા છોડીને શ્રીવ્રજમા વ સવા લાગ્યા

તેમની કવિતા મધુર છે, તેમજ સૂર નામ હોવાથી કેટલીક સૂરસાગરમા પણ ભળી ગઇ છે તેમનો કોઈ સ્વતંત્ર ગ્ર થ જોવામા આવતો નથી

ઉપરનો પ્રસ ગ અમને શ્રી વિયોગી હરિજી સ ગ્રહીત શ્રીવ્રજ માધુરી સાર ભાષામાથી પ્રાપ્ત થયેલ છે તેમજ નિચે નમુના દાખલ જે પદ આપ્યા છે તે શ્રીમાન્ પ રાધા ચરણજી ગોસ્વામીની કૃપા પ્રસાદી હોઇને તે બન્ને સજ્જનો નો પણ આભારી છુ.

## श्रीकृष्ण जन्मनी बधाई.

नन्द जु मेरे मन आनन्द भयो हौ गोवर्धन तें आयो।
तुम्हरे पुत्र भयो हौ सुनिकै अति आतुर उठि धायो ।१।
बन्दीजन अरुभिच्छुक सुनिसुनि देसदेसतें आये।
इक पहिले ही आसा लागे बहुत दिननितें छाये ।२।
( आ कीर्तन वधाइना पुस्तकमां छे त्यां जोइ लेवुं. )

## श्रीराधाजीनी बधाई.

प्रगट भई सोभा त्रिभुवनकी भानु गोपके आइ।
अद्‌भुतरूप देखि व्रजवनिता रीझीलेत बलाइ ।१।
नहि कमला नहि सची नहि रति उपाहू न समाइ।
जा हित प्रगट भए व्रजभूषन धन्य पिता धन माए।२।
जुग जुगराज करो दोउ जन इत तुव उत नन्दराइ।
उनके मदनमोहन तेरे श्यामा सूरदास बलिजाइ।३।

## प्रभाती.

श्यामलाल प्रातभयो, जागौ बलि जाऊँ।
चुटिया सुरझाइ बीच सुमन हौं गुथाऊँ ।१।
उगत सूर्य ज्योति भइ कुलहिरी बनाऊँ।
पाँय बाँधि घुँघरू सु चालिबो सिखाऊँ।२।
सूरदास मदनमोहन गुन निहारी गाऊँ।
हरखि निरखि गोविंद छबि जीवन फल पाऊँ।३।

## राग सारंग.

चलौकिन देखन कुंज कुटी

सुंदर स्याम मदनमोहन जहँ, मनमथ फोज जुटी । १ ।

नंद नँदन वृषभानु नंदिनी, नैकु न चाह छुटी ।

सुरत सेजपै लरति अंगना, मुक्ता माल टुटी । २ ।

उरज तजी कंचुकि चुरकुट भई, कटितट ग्रंथि हटी ।

चतुर शिरोमनि सूर नँदसुत लीन्ही अधर घुटी । ३ ।

## राग कान्हरो.

तू सुनि कानदैरी मुरली,

तेरे गुनगावैं स्याम कुनभवन ।

सनमुख होइ करिताहिको आँकोभर,

सो तन परसि आवैजो पवन । १ ।

तेरोई ध्यान धरत ऊर अंतर नैन मुँदि,

निकसत उर डरपत, तेरोई आगम सुनि श्रवनन

सूरदास मदनमोहन सों तु चलि,

मिलि तोहि ते पायो नाम राधारमन । २ ।

## रागदेश.

चलौरी मुरली सुनिये कान्ह बजाई जमुना तीर ।

तजि लोकलाज कुलकी कानि गुरुजनकी भीर । १ ।

जमुना जल थकितभयो बछा न पीवैं नीर ।

सुर विमान थकित भये थकित कोकील कीर । २ ।
देहको सुधि बिसरि गई बिसरो ननको चीर ।
मात तात बिसर गये बिसरे बालक बीर । ३ ।
मुरली धुन मधुर बाजै कैसेकै धरौ धीर ।
सूरदास मदनमोहन जानत हौ पर पीर । ४ ।

## रागदेश.

मेरे गति तुमही अनेक तोष पाऊँ ।
चरन कमल नख मनिपर बिषै सुख बहाऊँ । १ ।
घर घर जो डोलौ तौ हरि तुम्है लजाऊँ ।
तुम्हरो कहाय कहौ कौनको कहाऊँ । २ ।
तुमसे प्रभु छॉडि कहा दीननको धाऊँ ।
सीस तुम्हें नॉय कहौ कानको नवाऊँ । ३ ।
कंचन उर हारि छांडि काच क्यों बनाऊँ ।
सोभा सब हानि करुं जगतको हॅसाऊँ । ४ ।
हाथी तें उतरि कहो गदहा चढि धाऊँ ।
कुमकुमको लेप छॉडि काजर मुंह लाऊँ । ५ ।
कामधेनु घरमें तजि अजा क्यों दुहाऊँ ।
कनक महल छांडि क्यों डब परनकुटी छाऊँ । ६ ।
पाइन जो पेलौ प्रभु तौन अनत जाऊँ ।
सूरदास मदनमोहन जनम जनम गाऊँ । ७ ।

# શ્રી વ્રજ—મંડલ.

અને

## શ્રીવલ્લભવંશ અષ્ટોત્તર શતનામ.

વૈષ્ણવોને નિત્ય નિયમમા રાખવા લાયકનો આ ગ્રંથ અમારા તરફથી થોડા વખતમા છપાઇ પ્રસિદ્ધ થનાર છે જેમા શ્રી વ્રજના પવિત્ર સ્થળોમા શ્રી કૃષ્ણચંદ્ર, જે જે અદ્ભુત લીલાઓ કરી છે તે તમામ સ્થળોની તથા શ્રી મહાપ્રભુજી શ્રી ગુસાંઇજી પ્રભૃતિ બાળકોની બેઠકોની સંખ્યા–ગણના ઉપરાંત શ્રી ગિરિરાજજીની પરિક્રમાનો અનુક્રમ વર્ણવન છે કે જેનો પાઠ કરવાથી વ્રજયાત્રા ( વનયાત્રા ) ની સ્વત સ્મૃતિ થાય છે આ ગ્રંથની પ્રથમ આવૃતિ ખપી જવાથી આ બીજી આવૃતિ, સુધારા–વધારા સાથે પ્રસિદ્ધ થનાર છે તેની સાથે એક પ્રાચિન અપ્રસિદ્ધ ધોળ 'શ્રી વલ્લભવંશ અષ્ટોત્તર શતનામ' નુ આપવામા આવ્યુ છે, કે જેની અંદર શ્રી મહાપ્રભુજીથી આજ પર્યંત શ્રી ગુસાંઇ બાલકો ભુતલપર પ્રગટ થયા છે, તે તમામની નામાવળી છે, તેમજ તે સર્વેનો ૧૦૮ નામની અંદર સમાવેશ થઇ જાય છે આ ધોળ દરેક વૈષ્ણવોએ મુખપાઠ કરવુ ન્યોછાવર ૦–૨–૬

આ સિવાય નિચેના પુસ્તકો પણ મળશે

શ્રીગિરિરાજ ભૂષણ ગ્રંથ ૦–૧૦–૦, શ્રીસૂરદાસજીનુ જીવન ચરિત્ર ૧—૦—૦

શ્રી નિર્વાણ–તત્વ ૦–૧૨–૦, પતિવ્રતા પ્રભાવ પ્રથમ ખંડ ૦—૨—૦

**હવે પછી પ્રગટ થનાર ગ્રન્થો**

શ્રી રાસ–પંચાધ્યાયીનુ વિસ્તાર પૂર્વક ભાષાંતર

શ્રી સૂરદાસ પદ—સંગ્રહ

ઉપરના પુસ્તકો મળવાનુ ઠેકાણુ

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ** ગીચીરોડ, નં ૧૧૦–**અમદાવાદ.**
**ઠા પોપટલાલ દેવજી.** ઉપરોક્ત પુસ્તકોના લેખક **કુતઆણા.**
**નરસિંગદાસ ભાણજી બ્રહ્મભટ્ટ.** **કુતઆણા.** (કાઠીઆવાડ (

# ૨૫૨ વૈષ્ણવની વાર્તા.

આ બસોબાવન વૈષ્ણવની વાર્તા અમોએ વ્રજભાષા ઉપરથી ગુજરાતી ભાષામા (અક્ષર આ લાઇન જેવડાજ મોટા) અક્ષરથી છપાવી છે તેમજ તેમા ઘણા પ્રાચીન ગ્રન્થો જેવા કે – શ્રીવલ્લભચરિત્ર, ભાવસિન્ધુ, પંચામૃત, રાગ રત્નાકર, નારદ પંચરાત્ર, અણુભાષ્ય, શ્રીવલ્લભાખ્યાન, ષોડશગ્રન્થો શિક્ષાપત્ર, શ્રીમદ્ ભાગવત, ભગવદ્ ગીતા વગેરે ગ્રન્થોમાથી શોધખોળ કરી કેટલીક ઐતિહાસીક હકીકત, દ્રષ્ટાન્તો તેમજ તે વૈષ્ણવો માટેની આપેલી વાર્તાની વધુ હકીકત દાખલકરી છે જેથી અત્યાર સુધીમા આવી વાર્તાનુ પુસ્તક કોઇ પણ ઠેકાણે જોવામા આવ્યુ નથી તેવુ છે ચોરાશી વૈષ્ણવની વાર્તા માટે અમોએ ખાસ વ્રજયાત્રા કરી તથા કાઠીયાવાડની મુસાફરી કરી કેટલીક પ્રાચીન હકીકત શોધન કરી મેળવેલી તે વખતે આ પુસ્તક માટે પણ હકીકત મેળવતા રહેતા સર્વેનો સંગ્રહ એકત્ર થયેથી આ ગ્રન્થ છપાવ્યો છે, આ ગ્રન્થ એક વખત વાચ્યા પછી હાથમાથી મુકવાનુ મન થશેજ નહિ, કારણ દરેક વાર્તામા નવિન હકીકત જોવામા આવશે વળી ૨૫૨ વૈષ્ણવોની જેટલી હકીકત વધુ મળે તેટલી દરેક વૈષ્ણવે જાણવી ઉપયોગી છે મોટા કદના લગભગ ૪૦૦ ઉપરાંત પૃષ્ઠ, શુદ્ધ ને મજબુત બાઇન્ડીંગ પાકુ પુઠું, તેમજ શ્રી ગુસાંઇજીનો ઉત્તમોત્તમ ફોટો પણ આપ્યો છે કીમત ફક્ત રૂ ૪–૦–૦ ચાર રૂપીઆ.

---

## वैष्णवोना नित्य नियमना २८ ग्रन्थ

મુલ શ્લોક પાઠ કરવા માટે ઉપયોગી ગ્રન્થો ૦–૬–૦

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો (આવૃત્તિ ૬ ઠી) | ૧—૦—૦ |
| ૨ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો (આવૃત્તિ ૨ જી) | ૧—૦—૦ |
| ૩ | શ્રીગોકુલેશજીના ધોળ તથા પદ સંગ્રહ | ૧—૦—૦ |
| ૪ | નિત્યનિયમના પાઠ તથા ધોળ ( આવૃત્તિ ૫ મી ) | ૦—૪—૦ |
| ૫ | શ્રીગોકુલનાથજીના ૨૪ વચનામૃત ( ગુજરાતી ) . | ૦—૪—૦ |
| ૬ | બ્રહ્મસંબંધ કાવ્ય ( આવૃત્તિ ૩ જી ) . ... | ૦—૪—૦ |
| ૭ | શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર મુળ શ્લોક ગુજરાતી ટીકા સાથે | ૦—૧૨—૦ |
| ૮ | શ્રીપુરૂષોત્તમ સહસ્ત્ર નામ સ્તોત્ર સાથે ગુજરાતી ટીકા | ૨—૦—૦ |
| ૯ | શ્રીમદ્ ભગવદ્‌ગીતા ગુજરાતી ટીકા .. | ૧—૮—૦ |
| ૧૦ | શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય ( આવૃત્તિ ૨ જી ) | ૦—૬—૦ |
| ૧૧ | શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા (આવૃત્તિ ૩ જી) | ૧—૦—૦ |
| ૧૨ | શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ . ... | ૦—૫—૦ |
| ૧૩ | શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( વ્રજભાષા ) | ૦—૫—૦ |
| ૧૪ | શ્રીમહુજી મહારાજ કૃત ૩૨ વચનામૃત . | ૦—૬—૦ |
| ૧૫ | નિત્ય નિયમના ૨૪ પાઠ ( મુળ સંસ્કૃત ) .. | ૦—૬—૦ |
| ૧૬ | ૮૪ વૈષ્ણવની વાર્તા ગુજરાતી ભાષામાં . | ૨—૮—૦ |
| ૧૭ | શ્રીયમુના સ્તોત્ર રત્નાકર .. . | ૦—૮—૦ |
| ૧૮ | શ્રી સ્વરૂપદર્શન (૧૪૦ ફોટાવાળું) (આવૃત્તિ ૪ થી) | ૩—૦—૦ |
| ૧૯ | કીર્તનસંગ્રહ ભા ૧ લો વર્ષોત્સવકે કીર્તન મોટા અક્ષરથી ) . | ૧૦—૦—૦ |
| ૨૦ | શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ( ગુજરાતી ) .. . | ૦—૧—૦ |
| ૨૧ | શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ( વ્રજભાષા ) .. | ૦—૨—૦ |
| ૨૨ | શ્રીયમુનાજીના ૪૦ પદ ( વ્રજભાષા ) .. | ૦—૨—૦ |
| ૨૩ | વનયાત્રાનું ધોળ ( વ્રજભાષા ) ... .. | ૦—૧—૩ |

૨૪ શ્રીગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક ૦—૧૦—૦

૨૫ શ્રીગોકુલેશજીનુ વનચરિત્ર (બેભાગમા, માળાપ્રસગ સાથે)૪—૦—૦

૨૬ શ્રીહરિરાયજી કૃત બડેશિક્ષાપત્ર ( ગુજરાતી ટીકા ) .. ૪—૦—૦

૨૭ તીર્થયાત્રાનો હેવાલ ( આખા હિદુસ્તાનમા આવેલા વૈષ્ણવ સપ્રદાયના સઘળા તીર્થોની સપૂર્ણ માહિતવાળુ ) .. ૩—૦—૦

૨૮ ભાવસિન્ધુ વ્રજભાષા . ૧—૪—૦

૨૯ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠકચરિત્ર, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વગેરે બાળકોની બેઠકો તથા શ્રીનાથજીની ચરણચોકી, બેઠકોના વર્ણન સાથે . ૩—૮—૦

૩૦ શ્રીસર્વોત્તમસ્તોત્ર સટીક ... ૦—૨—૦

૩૧ શ્રીપુરૂષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્ર મુળમાત્ર ૦—૨—૦

૩૨ શ્રીવલ્લભાષ્ટક સસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ટીકા ૦—૬—૦

૩૩ શ્રીઅષ્ટાક્ષરનિરૂપણ અષ્ટાક્ષર મહામત્ર તેના ઉપર શ્રીગુસાંઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર ૦—૬—૦

૩૪ પચામૃત .. ૦—૮—૦

૩૫ રાસ પચાધ્યાયી ( નદદાસજીકૃત ગાવાના રાગમા ) ૦—૨—૦

૩૬ દીનતા આશ્રયના પદ ૦—૨—૦

૩૭ શ્રીગિરિધરલાલજી કાકરોલીવાળાના ૧૨૦ વચનામૃત ૩—૦—૦

૩૮ બસોબાવનવૈષ્ણવની વાર્તા અનેક ટીપ્પણ, ટીકા સાથે ગુજરાતી ૪-૦-૦

૩૯ વૈષ્ણવોના નિત્ય નિયમના ૨૮ ગ્રન્થો મૂળ શ્લોક માત્ર ઘણા મોટા અક્ષરથી . ૦—૬—૦

૪૦ શ્રીકાકા વલ્લભજી મહારાજના ૫૨ વચનામૃત ૦—૮—૦

૪૧ શ્રીદ્વારકાનાથજીના પ્રાગટ્યની વાર્તા. ૧—૦—૦

૪૨ શ્રીસૂરદાસજીનુ જીવન ચરિત્ર [ સચિત્ર ] ... ૧—૦—૦

૪૩ શ્રીગોસ્વામી બાળકોની વશાવલી ૭ ઘરની દરેકના . ૦—૨—૦

## श्रीद्वारकानाथजीना प्राकट्यनी वार्ता.

હજારો વર્ષનો પ્રાચીન ઇતિહાસ, શ્રી કંકરોલીમાં બિરાજતા પ્રભુ શ્રી દ્વારકાધીશ ચાર યુગના શ્રીઠાકોરજી છે, ભક્તરાજ અંબરીષ સેવેલા છે, એ વાત આપણે જાણીએ છીએ, પણ વચ્ચેના હજારો વર્ષોના ઇતિહાસની ખબર નથી તે જાણવો હોય તો આ ગ્રન્થ વાંચો વેદ, પુરાણો, શ્રીમદ્ ભાગવત વગેરે ગ્રન્થોમાંથી શોધી, ચમત્કારિક, ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર, શ્રી દ્વારકાધીશ, શ્રી મહાપ્રભુજી વગેરેના ૮ ચિત્રો સમેત, આ ગ્રન્થ ભક્તિરસમાં તરબોળ કરી દે એવો છે ન્યો. રૂ. ૧-૦-૦ એક રૂપીઓ

## નિજવાર્તા, ઘરૂવાર્તા, તથા બેઠકચરિત્ર.

આ ગ્રન્થમા શ્રી આચાર્યજી મહાપ્રભુજીની નિજવાર્તા, ઘરૂ વાર્તાના ૫૧ પ્રસંગની વાર્તા તથા શ્રી આચાર્યશ્રીએ પોતે ત્રણ વખત પૃથ્વીપરિક્રમા કરી, દિગ્વિજય કરી, ભક્તિમાર્ગ-પુષ્ટિમાર્ગની સ્થાપના કરી દૈવીજીવોને શરણે લેઇ જે જે અલૌકિક ચમત્કારો જણાવ્યા ને પોતાની ૮૪ બેઠકો સ્થાપિત કરી તે બેઠકોનુ સવિસ્તર વર્ણન તથા તેવીજ રીતે શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઇજી, જ્યેષ્ઠલાલજી શ્રીગિરિધરજી, ચતુર્થલાલજી શ્રી ગોકુલનાથજી ( માળાપ્રસંગ વાળા ) પંચમલાલજી શ્રીરઘુનાથજી તથા મહાનુભાવી શ્રીહરિરાયજી ( મહાપ્રભુજી ) શિક્ષાપત્ર આદિ અનેક ગ્રન્થોના કર્તા ) આદિ બાળકોએ પણ પૃથ્વિ પર્યટન કરી, દૈવી જીવોને શરણે લેઇ, સ્વધર્મનાં તત્વો સમજાવી, ધર્મનું પોષણ કરી, માર્ગનો પ્રકાશ કરી, પોતાની બેઠકો સ્થાપિત કરી તેનુ ચરિત્ર-સવિસ્તર વર્ણન, તથા શ્રીનાથજીની ચરણચોકી તથા બેઠકોનું ચરિત્ર વગેરે પ્રાચિન અને અપ્રસિદ્ધ હસ્ત લીખીત ગ્રન્થોમાથી શોધન કરી એકત્ર કરી આ ગ્રન્થ છપાવ્યો છે છતાં ન્યો રૂ ૩-૮-૦ રાખી છે

હવે માત્ર થોડી નકલો શીલીક છે પછીથી રહી જશો.

આવું પુસ્તક ફરીથી નહિ મળે

॥ श्रीकृष्णाय नमः ॥

આખા હિન્દુસ્તાનમા આવેલા વૈષ્ણવ સમ્પ્રદાયના સઘળા સ્થળોની

સમ્પૂર્ણ માહીતીવાળુ અતિ ઉત્તમ ને ઉપયોગી પુસ્તક

# "તીર્થયાત્રાનો હેવાલ."

## (ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે)

સમસ્ત આર્યાવર્ત (ભારતવર્ષ—હિન્દુસ્તાન) માં આવેલા વૈષ્ણવ સમ્પ્રદાયના સઘળા તીર્થયાત્રાના સ્થળોનુ વર્ણન, ત્યાં ઉતરવાનુ સાધન, રેલ્વે સ્ટેશન, સ્ટીમર, પગ રસ્તાની માહીતી, ત્યા યાત્રાના સ્થળો, મંદિરો કેટલા છે કયા કયા છે તેની હકીકત, શાસ્ત્રો—પુરાણોમા આપેલુ તેનુ માહાત્મ્ય, પ્રાચીન ઐતિહાસિક ને પૌરાણિક હકિકત, હાલની જાણવા જેવી માહીતી તીર્થોના ચમત્કારિક વૃતાન્ત ત્યા મંદિરોમા બિરાજતા શ્રીઠાકોરજી કયાથી પ્રાપ્ત થયા, કોણે સેવ્યા, કોણે સેવા કરેલી, કોને માથે બિરાજે છે, ત્યા શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી આદિની બેઠકો છે તેની સમ્પૂર્ણ માહીતી, યાત્રાળુઓને માટે પ્રત્યેક સ્થળમાં કેટલી સગવડ છે પડતી અગવડ માટે શુ ઉપાય શોધવા, ત્યા ગયાં પછી યાત્રાળુઓનુ કર્તવ્ય, ચોબા—ગોર—બ્રાહ્મણો સાથે કેવી રીતે વર્તવુ ખાસ કરીને વૈષ્ણવ બન્ધુઓનો **શ્રીનાથજી અને વ્રજચોરાશી** કોશની પરિક્રમા કરવાનો હેતુ

વ્રજયાત્રા, ૮૪ કોશની પરિક્રમાના સઘળા નાના મોટા તીર્થ-સ્થળો-કુંડો વગેરેની ઉત્પત્તિ-માહાત્મ્ય, ભાવના વગેરે સમ્પૂર્ણ માહીતી અમોએ ત્રણ વખત વ્રજ પરિક્રમા કરી શોધન કરી દાખલ કરી છે.

આ પુસ્તકમા નીચે મુજબ પ્રકરણો રાખવામાં આવ્યા છે

મંગલાચરણમા-બોધદાયક ભક્તિની વૃદ્ધિ-પ્રીતી ઉત્પન્ન થાય તેવા શ્રીમદ્‌ભાગવત, ગીતા, પુરાણોમાના શ્લોકો તેની ટીકા સાથે આપ્યા છે

પ્ર ૧ ભારતવર્ષની રૂપરેખા, પ્ર ૨ યાત્રાનો ઉદ્દેશ ને તેના હેતુ, પ્ર ૩ યાત્રાળુઓને ખાસ ઉપયોગી સુચના, પ્ર ૪ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું ટુંક જીવન વૃતાન્ત, પ્ર ૫ મુંબઈથી આણંદ અને વડોદરાથી ગોધરા સુધી, પ્ર ૬ આણંદથી અમદાવાદ કપડવણજ, પ્ર ૭ અમદાવાદથી વિરમગામ, પ્રાંતીજ, શ્રીકોટયર્કજી, શ્રીશ્યામળાજી ધોળકા પ્ર ૮ આણંદથી માવલી-ડાકોર, અલીણા, ગોધરા ચીતોડ, માવલી પ્ર ૯ શ્રીનાથદ્વાર, કાંકરોલી, ઉદેપુર, શ્રીએકલીંગજી (મેવાડ) પ્ર ૧૦ અમદાવાદથી અજમેર (કડી, વિસનગર, ખેરાળુ, સિદ્ધપુર, આબુ ) પ્ર ૧૧ માવલીથી મથુરા (પુષ્કરરાજ કીસનગઢમા શ્રીમહા-પ્રભુજીના પ્રાચીન ચિત્રજી બિરાજે છે તેનો ઇતિહાસ ) પ્ર ૧૨ કાઠીયાવાડ અને કચ્છ પ્ર ૧૩ ઉજ્જન, બુંદી, કોટા, જોધપુર, બિકાનેર, જેસલમેર, સિંધ, પંજાબ ને હરદ્વાર પ્ર ૧૪ મથુરા-વ્રજપ-રિક્રમા-વ્રજભુમીનો ભાવ, શ્રીહરિરાયજી વિરચિત बहिर्मुखत्व-निरूपणग्रन्थ ટીકા સાથે " बहिर्मुखत्वनिवृत्ति ટીકા સાથે, વ્રજયાત્રાનુ માહાત્મ્ય, ૮૪ કોશ પરિક્રમાના ધામો ગિરિરાજ, કામવન, બરસાના, નંદગામ, વૃન્દાવન, શ્રીદાઉજી, શ્રીગોકુલ વગેરે દોઢ મહીનાની પરિક્રમા કરવામા આવતા તમામ સ્થળોની સંપૂર્ણ માહીતી.

પ્ર ૧૫ ઉત્તર હિન્દુસ્તાનની યાત્રા પ્ર, ૧૬ મથુરાથી કાશી અયોધ્યા અને કલકત્તા પ્ર ૧૭ મુંબાઇથી નાશક, ત્રબક, શ્રીચપારણ્ય થઇ શ્રીજગન્નાથપુરી પ્ર ૧૮ શ્રીજગન્નાથજીથી રામેશ્વર પ્ર ૧૯ રામેશ્વરથી મુંબાઇ તામ્રપર્ણી, તોતાદ્રિ, પદ્મનાભ, જનાર્દન, મલયાચલ, શ્રીરંગજી, પંપાસરોવર, વિદ્યાનગર, કૃષ્ણાનદી, પંઢરપુર, શ્રીવિઠ્ઠલનાથજી, પુના, મુંબાઇ પ્ર ૨૦ ઉપસંહારમા યાત્રાના સ્થળોએ જવાને માટે રેલ્વે સ્ટેશનનો રસ્તો જંક્શન વગેરેની સમ્પૂર્ણ માહીતી આપી છે

આ ગ્રન્થ લગભગ ૬૦૦ પૃષ્ટનો તેના લેખક ઠાસરાનિવાસી ચંદુલાલ કેશવલાલ શાહ બી એ એ પણ પોતે મુસાફરી કરી અને તેટલી હકીકત શોધી દાખલ કરી છે સઘળા તીર્થોની માહીતીવાળો અપૂર્વ ગ્રન્થ આવા પ્રકારનો આ એકજ છે માટે દરેક વૈષ્ણવ બન્ધુઓએ અવશ્ય ખરીદી લેવા ચુકવુ નહિ ઉપરાન્ત શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનો ઉત્તમ ફોટો પણ આપ્યો છે છતા કીંમત રૂા ૩-૦-૦ ત્રણ રૂપીઆજ આખી છે.

## श्रीमद् गोस्वामी श्री काका वल्लभजी महाराजनां

## ૮૨ વચનામૃત.

આશરે દોઢસો વર્ષ ઉપર થઇ ગયેલા, મહાનુભાવી શ્રી કાકા વલ્લભજી મહારાજે લખાવેલા, સંપ્રદાયની પ્રાચીન વાર્તાઓ, અને આનંદનુ દાન કરનારા અનેક સિદ્ધાન્તોથી ભરપૂર પ્રાચીન ગ્રન્થ છે

ન્યો માત્ર આઠ આના.

# स्वरूपदर्शन. (આવૃત્તિ ૪ થી)

આ પુસ્તક શ્રીનાથજી આદિ સાત સ્વરૂપ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, સાતલાલજી, આદિ ઘણા પ્રાચીન અને હાલ ભૂતળ ઉપર બિરાજતા ઘણા શ્રીગોસ્વામી બાળકોના ઉત્તમોત્તમ, સુંદર દેદીપ્યમાન, ચીત્રો મળી લગભગ ૧૪૦ સ્વરૂપના ચિત્રોનું એક સુંદર પુસ્તક યાને આલ્બમ સારા ઉંચી જાતના આર્ટપેપર ઉપર છપાવી મહાન્ ખરચે, અને અત્યન્ત પરિશ્રમે તૈયાર કરવામા આવ્યુ છે આ પુસ્તકની પ્રથમાવૃત્તિ થયા પછી શ્રીમદ્ગોસ્વામી શ્રી ગિરિધરલાલજી મહારાજ શેરગઢવાળાની આજ્ઞાનુસાર ને તેમણે કરેલી સૂચના મુજબ ખૂટતાં ચીત્રો મહાન્ ખરચે તૈયાર કરાવી પોતે બતાવેલા અનુક્રમ પ્રમાણે ચીત્રો ગોઠવી તૈયાર કરવામા આવ્યુ છે જેથી દરેક વૈષ્ણવોએ આ પુસ્તક મંગાવી તેમા આપેલા ચીત્રજીના દર્શનનો લાભ લેવા ચુકવુ નહિ સુંદર દેદીપ્યમાન્ બાઈન્ડીંગ શુદ્ધ પાકું પુઠું કરવામા આવ્યુ છે છતાં ન્યોચ્છાવર માત્ર નહીં જેવીજ ફક્ત રૂ ૩-૦-૦ ત્રણ રૂપીઆ રાખવામા આવી છે